२३४२

# उमेदचंदजी कृत काव्यसंग्रह.

ભાગ ૧ પેહેલો.

જૈન ધર્મના સર્વે સજ્જનોને વાસ્તે

તે

મહાપુરૂષ શ્રી ઉમેદચંદજી સ્વામીનો બનાવેલો

છપાવી પ્રસિદ્ધ કરનાર

રૂપાણી ભીમજી કાળીદાસ.

અમદાવાદમાં.

યુનાઇટેડ પ્રીન્ટીંગ અને જનરલ એજન્સી

કંપની "લિમિટેડ" ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યું.

આવૃતિ પેહેલી પ્રત. ૧૦૦૦

સંવત ૧૯૪૧ માં.——સને ૧૮૮૪ માં.

કિંમત બાર આના.

# પ્રસ્તાવના.

આ પુસ્તક મહાંન પુજ્ય સાહેબ શ્રી, ઉમેદચંદજી સ્વા-
મીનો બનાવેલો, અને ઘણુંજ રસિક તથા અમીરસ ઉપ-
દેશથી ભરપૂર, કાવ્યનો સંગ્રહ કરેલો છે. અને જૈન ધર્મના
હિતેચ્છુ સર્વે સજ્જનોને અતિપ્રીય થઇ પડનાર આ પુ-
સ્તક છે. મજકૂર મહારાજ સાહેબનાં કાવ્યમાંથી હરેક
બાબત જેના વાંચવામાં આવેલી, તેઓ તે વિષે ઘણાજ
ઉત્સાહથી કહેવા લાગ્યા કે, આવા કાવ્યના સંગ્રહ થઇ છ-
પાઇ પ્રસિદ્ધ થાય તો જૈન ધર્મના સર્વે સજ્જનોને ઉપયોગી
થઇ પડે. એવાં આ રમણીય કાવ્યનો સંગ્રહ આ પુસ્તક-
માં સમાવેશ કરેલો છે. તેનો હેતુ આ પુસ્તકના વિષય
પરથી સર્વ વાંચનારાઓને પ્રત્યક્ષ જણાશે.

જૈન મતના પુસ્તકો ઉપર જૈન ભાઇઓ ઘણોજ ભાવ
રાખે છે, અને તેનો ફેલાવો થવામાં ઉત્કંઠા ધરાવે છે,
અને તેથી જૈન મતનો વિશેસ ઉદ્યોત થઇ, દીન પ્રતિદિન
વાદ્ધ પામશે, એમ ખચિત્ત જણાય છે. આહા!! ઘણીજ
ખુશીની વાત, અને આત્મા નિર્મળ થવાનુંજ કારણ, સ-
મજવું અને અણસમજુને સમજાવવા તસ્દી લેશો. વળી
આ પુસ્તકની અંદર જેજે બાબત દાખલ કરેલી છે, તે
સિદ્ધાંત ઉપરથી લીધેલી છે. તેથી આશા રહેછે કે, આ
પુસ્તકનું વિલોકન કર્યાથી, સિદ્ધાંતના સાર ગ્રહણ કરવા ઉ-
મેદવાર થશે, આવાં આ બોધક કાવ્યનો સંગ્રહ કરી, જૈન
ભાઇઓની સેવામાં મુકવાને બની આવ્યું છે, તે સ્વિકાર-
શો એજ વિનંતી.

લી૦ સે૦

ભીમજી કાળીદાસ રૂપાણી ભાવનગર.

# સાંકળીયું.

# श्री उमेदचंद्रजी कृत्य काव्य संग्रह.

## ભાગ ૧ પેહેલો.



## अथ श्री हरकेशी मुनीनो रास.

### દુહા.

તે કાળે તેણે સમે, જંબુધીપ મોઝાર;
ભરત ક્ષેત્ર શોહામણો, વ્રણવું તે અધીકાર. ૧
તપતણો અધીકાર લહું, સાંભળજો નરનાર;
તપ તપ્યા અતીઆકરા, હરકેશી અણગાર. ૨
પૂર્વ કથારે વરણવું, કિણ વિધે હુવા તેહ;
સંજમ લિધોરે કિણ વિધે, ભાવધરી કહુ ગેહ. ૩

### ઢાળ ૧ પેહેલી.

(તૃટજમુનાનોરે અતિ રળીઆમણોરે—એ દેશી.)

મથુરા નગરે હો વસે સંખ રાજીયોરે, ભોગવે લીલવીલાસ;
થીવર આચારજ હો તીહાંકણે પરવર્યા, કીધો ઉદ્યાન મેવાસ;
કૃત્યકમાણી હો વીલસેનીજ તણીરે—ટેક. ૧
વાત સુણીને હો તતક્ષણ ચાલીયોરે, દ્રસ્ને તે માહા ભાગ્ય;
ઉપદેશ સુણી હો સંખ નરેશરરે, પાંમ્યો મન વૈરાગ.—કૃ૦ ૨
રાજ સ્થાનકે હો કુંવર થાપીનેરે, લીધોરે સંજમ ભાર;

સુમત ગુપત હો થીરમને પાળતારે,પાળે તે પંચ આચાર.કૃ૦૩
તપ પ્રબળ હો તપે અતિ આકારારે, કરે ધરામે વિહાર;
અનુકરમે હો ગજપુરે આવીયારે,ગુણઆગર ગુણધાર.કૃ૦૪
આહાર કારણે હો નગરમે સંચરારે, વહરથ નાંમે બજાર;
ગ્રીષ્મ રૂતુ હો પરબળ આકરારે, વહેળુ તાતી અપાર.કૃ૦૫
અરૂણ્ય તપી હો અતિતાતી તેહરે,સજ્વાળા લોહ સમાંન;
નરવર કોઈ હો ગ્રહે સમરથ નહીરે, વહની કરેરે વાંન.કૃ૦૬
ભમતો તે મુની હો તવ તીહાં આવીયોરે,નયણે ન પેખ્યોરે કાંય;
મુનીવર પુછે હો સોમદેવ વીપ્રનેરે, પંથે સંચરૂં કેનાય. કૃ૦૭
વિપ્ર પંથ દૂષી હો તવ તેહને કહેરે, જાઓ તમે એ પંથ;
તતક્ષણ મુનીહો તેહી પંથે સંચર્યારે,તપેશ્વરીરે ગુણવંત.કૃ૦૮
મુનીને પસાયે હો તે શીતળ ભયોરે, નીર સમાંન જો તેહ;
વળી તે સંજતી હો તવતીહાં કણેરે,ગજ ગમનગતિ ગેહ.કૃ૦૯
સોમ તે દેવ હો નિજ મંદીરે ચઢ્યોરે,મુની પેખ્યો પંથ માંય;
તવતે પુરોહીત હો મનઅચરજ ભયોરે,શીતળહોંમતે કાંય.કૃ૦૧૦
હું અતિ પાપી હો અકારજમે કીયોરે, એહની શકિત અપાર;
મુની ઉમેદ હો ચંદજી એમ ભણેરે, પહેલી ઢાળ ઉદાર.કૃ૦૧૧

## દુહા.

સોમદત એમ ચીતવે, મુનીવર એષ્ટ એહ;
ધૂર વાત પ્રકાશ કરી, ચર્ણે નમ્યોરિ તેહ. ૧
સંજતી ધરમ સુણાવીયો, પામ્યો તે વૈરાગ;
મુની પાસે સંજમ લઈ, તજી પરીજન બાગ. ૨

વૃત સૂધ તેહિ પાલતાં, પિણ ધરતો મન સોચ;
જાતીરે રૂપ મદ ધરે, કરે સંજમ પોસ. ૩
અંત સમે વિણ આલોઈ, કાળ ધર્મ લિયો તેહ;
જાઈ સુર લોકે ઉપનો, સુખરે વિલસે તેહ. ૪
દેવી સાથે વિલસતો, નૃત બત્રીસ થઈ કાર;
પૂર્વ તણા સુખ ભોગવે, અલ્પ કહૂં વીસ્તાર. ૫

## ઢાળ ૨ બીજી.

(ગોડી રાગની—દેશી)

તીહાંથી કાળ વેગે કરીજી, ગંગાતટ વાસી તેહ;
ચંડાળ કુખે ઉપનોજી, બલકોટ જાતે ગેહરે પ્રાણી.
મદતણાં ફળ જોયે.—ટેક.
ગોરી કુખે ઉપનોજી, પૂરા હુવા નવમાસ;
તવ તેહનો જનમ હુવોજી, પરજન મન ઉલાસરે પ્રા૦ મ૦ ૨
બલકોટ તેહનો નાંમ દીયોજી, પૂરવ ભવ ફળ એહ;
જાતી મદ તેણે કીયોજી, ચંડાળ હુવો તેહરે. પ્રા. મ. ૩
રૂપ તણોરે મદ કીયોજી, રૂપ અનીષ્ટરે તેહ;
પાંમ્યો ફળ પુરવ તણાંજી, વીરૂપ સહીત દેહ હો. પ્રા. મ. ૪
તામસ ગુણ અતિ ઘણોજી, બોલે કટૂક વચન;
ઉદ્વેગકારી સ્વજંનનેજી, વિખ ભરીયો તસ તંન હો. પ્રા. મ. ૫
એકદા કુટંબ તેહનોજી, વસંત ઋતુ ને કાળ;
બાળીક સહુ ક્રીડા કરેજી, ગાવે ગીત રસાળ હો. પ્રા. મ. ૬
તવ મોછવ ભોજન થકીજી, સ્વાંન પેરે કીયો દુર;

તવ બલ વ્યાકુળ થયોજી, હુવોરે ચિંતાતુર હો. પ્રા.મ.૭
ફણીધર તવ તે નીકળ્યોજી, હણીયો ચંડાળે ગેહ;
વિખ હળાહળ જાણજોજી, એમ ઉચરે તેહ હો.પ્રા.મ.૮
દુજો વળી ફણીધર તીહાંજી, દીપક જાતીરે તેહ;
સ્વેત તે તતક્ષીણ પેખીનેજી, ઉગાર્યો તેણે નેહ હો.પ્રા.મ.૯
વીખ રહીત એહછે જી, એમ કહે તેણીવાર;
બળ તે દેખીને ચીતવેજી, આપતે દોખે મારહો.પ્રા.મ.૧૦
દુજી ઢાળ એ મે કહીજી, આણી મન ઉલાસ;
મુની ઉમેદચંદ કહેજી, આગે સુણોરે સમાસહો.પ્રા.મ.૧૧

દુહા.

આપ કૃત્યે આપદા મીલે, આપ ગુણે શોભંત;
મુજમે દોખ અતી ઘણો, સહુ મુજને લોપંત. ૧
નિજ આતમથીરે ઉપનો, પંડીત દોખ તજંત;
અહી કુસુવત આપથી, મુનીય જોગ ભજંત. ૨
વિખ રહીત વધિયા નહી, વિખ રહીત પામ્યો સુખ;
વિખ ક્રોધ રૂપ છાંડીએ, અંગથી જાયે દુઃખ. ૩
વિમાસણ કરતાં થકાં, જાતી સમરણ ઠાંન;
ઉપનું તેહને તેહ ઘડી, લગનિ લાગિ છે તાંમ. ૪
એક ભવ માનવી તણો, દુજો ભવ તેહિ દેવ;
એહ દો ભવ પેખીને, સંવેગ લહ્યો ચેવ. ૫

ઢાળ ૩જી.

(આજ હજારી રંગ ઢોલણારે લોલ,

એ વાતે રહ્યાં છે અબોલણારે લોલ. એ દેશી)
અહો અહોરે નિંદ મેં કીયોરે લોલ,
એહ વિચાર દીલમે ભયોરે લોલ;
જાતી રૂપનો મદ મેં કીયોરે લોલ,
તેણે ચંડાળ કુળ મેં લાયોરે લોલ. ૧
તવરે તીહાંથી તેહ ચાલાયોરે લોલ,
ત્રણ તસકરથી તે બાંયોરે લોલ;
સાધ પાસેરે ધરમ સાંભળીરે લોલ,
મોહ જંજાળ ત્રસના ટળીરે લોલ. ૨
તપ તપે તેહી અતિ ઘણારે લોલ,
કરમ કઠોર તેણે હણ્યાં રે લોલ;
પુરામે વિહાર તેહો કરતારે લોલ,
મનરે સંજમ સું આ ધરતારે લોલ. ૩
નગર વણારસી આવીયોરે લોલ,
વાસ તીહુક વનમાં લાયોરે લોલ;
મંદીર સુંદર શોભતારે લોલ,
દેખી મંન તેમાં લોભતારે લોલ. ૪
અનુજ્ઞા જક્ષ તણી માગતારે લોલ,
તપરે સંજમે તેહી જાગતારે લોલ;
ગુણ આગર ગુણ ધાંમછેરે લોલ,
ખટકાય દયા કેરો ઠાંમછેરે લોલ. ૫
એમ તે જક્ષરે તેમાં રાચતોરે લોલ,

સંજતી સેવા તેહી વાંછતોરે લોલ;
નિશદીન સેવના જોતે કરેરે લોલ,
પ્રીતી અંતર ગતથી ધરેરે લોલ. ૬
મધુકર કમળે રતિ ધરેરે લોલ,
તીમ સેવા તીહુક કરેરે લોલ;
એકદા શુર દુજો આવીયોરે લોલ,
તીહુક તેનેરે મન ભાવીયોરે લોલ. ૭
તમ હમ મીલા દીલ હીંસતોરે લોલ,
હમણાતે તુંહીં નથી દીસતોરે લોલ;
કહે તીહુક તમે સાંભળોરે લોલ,
વીસારી મનનો આમળોરે લોલ. ૮
એહ મહાત્મ રૂપી મુજ આંગણેરે લોલ,
આવે વસ્તુરે જેમ માગણેરે લોલ;
અહોરે નિશ સેવા તેતણીરે લોલ,
આવીન શક્ુ અમે તે ભણીરે લોલ. ૯
દુજો તીહુકને એમ કહેરે લોલ,
ધન એ મુની! તમ વન રેહેરે લોલ;
મુજ આરાંમે એહછે ઘણારે લોલ,
આવી દર્શન કીજે તે તણારે લોલ. ૧૦
ઢાળ ત્રીજીરે એતો મેં કહીરે લોલ,
કથા સમાસ અંતરે લહીરે લોલ;
મુનીરે ઉમેદચંદજી કહેરે લોલ,

કર્મ સકળ મુની તે દહેરે લોલ. ૧૧

### દુહો.

જુગલ જક્ષ તવ ચાલીયા, આવ્યા પાઇણ બાગ;
તિહુકને કહે દેખિલા, એ મુજ વનનું ભાગ્ય. ૧

### ઢાળ ૪થી.

(ઈડર આંબા આંબલીરે—એ દેશી.)

તોહુક મીત્રીને ભણેરે, સાંભળો માહેરી વાત;
મહીત્રો મંડળ વેગળારે, પારસ મણી મુજ હાથ;
મીંત્રી સર એહ નર ગેમાર જાણ.—ટેક, ૧
જાડ નરે વસે ઈહારે, કરે શું આતમ કાજ;
ગુરૂ મુજ ઝીહાંજ સમારે, સુખ દીયે શીરતાજ. મી૦૨
તમેને અમે બેહુ જણારે, વળી શકળ નર એહ;
દુર્ગતી એ દાતાર છેરે, નિશ્યારથ કરો તેહ. મી૦૩
કથા ચાર એણે ગ્રહીરે, ક્રોધ માંન અભિમાંન;
માયા વધયા એ સહુરે, જુઓ એહ નીધ્યાંન. મી૦૪
મસ્તકે લોચન સેહીલુંરે, સોહીલો વેશજ ધાર;
બાહીજ કૃતબ્ય સોહીલારે, દોહીલો મન નીરધાર. મી૦૫
એમ કહીરે પાછો વાળ્યોરે, દેઈ સરવને ટાલ;
લીંબ અનુભવ્યા પછીરે, અંબરતી રહે લાલ. મી૦૬
એહી તરણરો ઠાંમ છેરે, એહી આરાધવા જોગ;
ચંડાળ કુળનો તોહી પીણરે, નહારે કોઇને અમોગ. મી૦૭
ઢાળ ચોથીરે શોહામણીરે, અવૃતીયારો સમાસ;

મુની ઉમેદચંદજી કહેરે, હવે મુનીનો સમાસ. મી૦૮

## દુહો.

સરવ વૃતી મુંનિ ત્યાં રહે, સૂર સેવે અહનિશ
કર્ણ ધરીને રે સાંભળો, વરણવ વિરવા વીશ.

## ઢાળ ૫ પાંચમી.

( જીન વાખ્યા અતિ રળીયાંમણી રે—એ દેશી. )

કોસલીક રાયનીરે બેટડીરે, ભદ્રારે તેહનું નામરે,
એકદા અવસરનેરે સમે, ચાલી તે જક્ષ પુજા કામરે.
દુગંછા તણારે ફળ સાંભળો. ટેક; ૧
પ્રદક્ષણારે દેતી જક્ષને, દીઠો તે તીહાં અણગારરે;
અંગ વસ્ત્ર મહેલાં એહનાં, નિભંછવા લાગી તે વારરે. દુ૦૨
નિંદનીક નર એહ જાણજો, પરીજન સકળને કહેરે;
ગેમાર વૃંદરે સહુ એહનો, અંતરંગ તત્વ ન લહેરે. દુ૦૩
તાંમસ જક્ષ થયો અતિ ઘણો, ભદ્રાને પરવશ્ય કીધરે;
નિર્જીવ પેરે તવ તે પડી, રાય કણે તેહને લીધરે. દુ૦૪
નરેશ્વરે પેખીનિજ બાળીકા, પામ્યો અતિ મંન માંહી રોશરે;
કેસો કારણ અમોનેરે કહો, નિજ કૃત્ય નિજ દોષરે. દુ૦૫
મંત્ર જંત્ર તંત્ર વાદી તેડીયા, નહીં આવે તેહને દાયરે;
રાયમંન માંહી વીલખો થયો, કેસો હવે તેહનો ઉપાયરે. દુ૦૬
જક્ષ અંગ માંહે પ્રવેશ કરી, સર લગી રાય વદે દેવરે;
દુગંછા દુઃખરે નિજ તંનને, મુની નામ લીયો તતખેવરે દુ૦૭
દીજે રખી પરતે બાળીકા, તવ હોશે નારીરે સજીવરે;

જુઓ તમે એહને નહીંદીયો,તીંહાં લગે જાણજો નજીવરે ૬૦૮
નરપતી સુણી તવ બોલીયો, તમ વાયક કરે અંગીકારરે;
કાંમની તવ સચેતન ભઇ, કીયો તેહનો નીરધારરે. ૬૦૯
નરપતી ધુયા મુખ બોચરે, રૂખીને કરોરે અંગીકારરે;
તવને કુમરી સણગાર ધરી, આવી જક્ષદેવને દુવારરે. ૬૦૧૦
ઢાળ એ પાંચમી જુગતે કહી, દુગંછા તણો એ સમાસરે;
મુનીરે ઉમેદચંદ એમ કહે, સુણજો ધરીને ઉલાસરે. ૬૦૧૧

દુહા.

મુનિને ચરણે નમિ કરી, મુખ બોલે તે નીર;
કર જુગલ કરી વીનવું, મુજને કરો અંગિકાર. ૧
મુનિ કહેરે ભદ્રે સુણો, એહિ વાતે સર્યું મુજ;
એક મંદિર વાસો નહિં, આદરે શું તે તુજ. ૨
મુજ મને એક વાંછના, સરમી ગતીનું નાંમ;
તે માટે મેં વૃત ગ્રહ્યો, તજ્યું તીણે ગ્રહ ઠામ. ૩

ઢાળ ૬ છઠી.

(નરસુર વૃંદ કરેરે નિત સાજ એદેશી.)

એમ સાંભળીરે તતક્ષણ વળી, સુર દેવે પેખી તેહહો,
તવતે રૂખીનો રૂપ બનાઇ; પાણી ગ્રહણ કરે તેહહો
નીજા તમેરે કરી નીજ સહની. ટેક; ૧
દુજો રૂપ સુરદેવે બનાઇ, શ્રવણે ધરે મુજ વાત હો;
સંજમ બાગમેં કેલ કરંતો, લેશો નહીં છાયા તુજહો. ની૦૨
એ બાળીકા એ વેણ સુણીને, મનમાં વિલખાંણી તેહહો

નિજ પરિવાર લેઇને સંગે, આવી તે તાતને ગેહહો ની૦૩
પ્રોહીત રૂદ્ર પ્રોહીત રાયનો, દેખીને ભદ્રા નારીહો;
મુની પરહરી વાત સુણીને, ભૂપને દાખે તે વારીહો. ની૦૪
સ્વામી રૂખીએ નારી નીવારી, વિપ્રને કલ્પે તેહહો;
જેમ પુજારોરે પુજા ગ્રહીલે, તેમ મુને દીજે નેહહો. ની૦૫
રાય તવ આત્મામે વિમાસી, એહી સોહાવે એમહો;
તવતે બાળીકા વિપ્રને સોંપી, અતિસેં ધરીને પ્રેમહો. ની૦૬
નારી આત્મામેં અતિરે આણંદ, પ્રોહીત અતી ઉલ્લાસહો;
ચર્મ આઉ તે પેખીશ્વાંનઆણંદ્યો, એમ કુંવરી ઉજાસહો. ની૦૭
ભોગ પ્રોહીત અતીરે વિલસે, ધરી મંનમે આણંદહો;
એક દીવસેરે યગ્ન માંડીઓ, વિપ્રકેરા અતિ વૃંદહો. ની૦૮
ઢાળ છઠ્ઠી પુરી કીધી આણંદે, કુંવરીને મંન ઉલ્લાસ હો;
મુની ઉમેદચંદ એમ કહે, આગે મુણો તે સમાસહો. ની૦૯

**દુહા.**

હવે તે વરણુવ સાંભળો, હરકેશી અણગાર;
સંજમ આતમ ભાવતાં, પાળે સુદ્ધ આચાર. ૧
પાંચ સુમતી ત્રણ ગુપતી, ધરતા વિચરે તેહ;
સુધાતમીરે ગુણ આગરૂ, સંજમે ચરે તેહ. ૨
ભીક્ષા વેળા જોઇને, સાધુ મહા મુનિરાય;
ઇરજા પંથે ચાલતા, આણંદ સું મંન લાય. ૩

**ઢાળ ૭ સાતમી.**

( નણદલની દેશી. )

મંન વચન કાયા ગોપવી, હરકેશી અણગારહો મુનીવર;

ફરતા ફરતા આવીયા, યજ્ઞ પાડા મોઝારહો મુનીવરઃ
ધનધન હરકેશી મુનીવર. ટેક. ૧
તપ અઠમ છઠ પારણા, કરતા તેહી અણગાર હો મુ૦
નિરબળ નિજ પાંજર, પુળાયો મોહ વિકારહો મુ૦. ધ૦૨
મેલાં અચેલ અંગે ધરી. સરવાંગ મહા વિક્રાળ હો મુ૦
કરૂપ રૂપ અસેહંતો, સમ બીહાઇ અષ્ટ ગાળ હો મુ૦ ધ૦૩
મુનીને નીરખી હાંસી કરે, વિપ્ર અજ્ઞાંની એહહો મુ૦
તરૂણ વયે સહુ સારીખા, મુનીને નિંદે તેહહો મુ૦ ધ૦૪
જાતી અને રૂપ મદ ઘણો, અમારી બ્રાહ્મણ જાતહો મુ૦
ગાંમ નગર પુર પાટણે, વળી ઘણી છે વિખ્યાતહો મુ૦ ધ૦૫
હિંસક જીવ સમા સહુ, પંચ વાયકરા અજીત હો. મુ૦
આશ્રવ ઘડનાળ મોકલાં, પમાએ પંચ સેવીત હો મુ૦ ધ૦૬
તેહ જતી પ્રતે બોલતા, કવણ છે તું અનાઠ હો મુ૦
કિંમ આવેછેરે તું ઇહાં, ઘોર રૂપ અદીઠહો. મુ૦ ધ૦૭
દંત તુજને બાહીર દીસે, મલીન વસ્ત્ર તુજ હો.
રૂપ પીસાચ સારીખો, અજ્ઞાંની તું અબુજ હો મુ૦ ધ૦૮
શીએ પ્રજો જયે કારણે, આવ્યો યજ્ઞ પાડા માંહ્ય હો મુ૦
નિચ સ્થાને સ્થાપવા જોગ, જાપરો ઉભો અઠે કાંયહો મુ૦ધ૦
વાસીક તીહુક વૃક્ષરો, તીહુક નાંમે દેવ હો.
મુની ઉમેદચંદજી કહે, દેવસમાસ એહી વારહો. મુ૦ ધ૦૧૦

દુહા.

મુનિ તનમાં પ્રવેશ કરે, તિંદકે બાલે ગેહ;

હુંતો શ્રવણ છુ સંજતી, એમ વદેછે તેહ. ૧
સંસારથી ન્યારો હુવો, તજીયો મોહ જંજાળ;
પરી ગરાથી નીવર્તિયો, બોલે વચન રસાળ. ૨
ભિક્ષા કાળે આવીયો, યજ્ઞ પાડાની માંહ્ય;
અન્યરથેં એહ નીપનો તે મુજ દીઓ ઉમાંય. ૩
દોહીલા જન જાણીને, દાંન દીયો તમે મુજ;
ઉગરીયો હોય તે સહિ, લાભ હોશે અતિ તુજ. ૪

## ઢાળ ૮ આઠમી.

(સમજ મંન ભમરારે. એદેશી)

વીપ્ર મુખે એમ ઉચરેરે, આવ્યા કાંઇરે; વિપ્રરથેં કર્યું એહ;
આવ્યા તમે કાંઇરે, નિકેવળ વિપ્રરથેરે, આવ્યા કાંઇરે
નવી લાભેરે તમ તેહ આવ્યા તમે કાંઇરે, ટેક; ૧
દેવ પ્રભાવે મુની કહેરે, આ૦ કૃસણી કેરો ન્યાય. આ૦
સકળ વિપ્ર તમે સહુકોરે, આ. સુણો સમતા ધરજાય. આ. ૨
ઉંચી ધરાએ રોપ રોપીઓરે આ. અલ્પ વૃષ્ટી અતિ થાય. આ.
એહ વાંછાએ મુજ દીજીએ, આ. પુન્ય ધરા મુજ પ્રાય. આ. ૩
સુસ્થાન વિપ્રને કહેરે, આ. એહીજ લોકને માંય. આ.
વિપ્ર ખેતરમાં દીએ તવરે, આ. મળે પૂરવ ફળ ત્યાંય. આ. ૪
વિપ્રને કેવા જાણીએરે, આ. ઉંચ જાતિ વિદ્યાવંત. આ.
વિપ્ર રૂપી ધરા રોપીએરે, આ. તેથી લાભેરે અતપંત. આ. ૫
મુની કહે વિપ્ર સુણોરે, આ. ક્રોધમાંન માયા લોભ. આ.
હિંસકછો તમે એતી ઘણારે, આ. વળીઅન્યાએ નહી ષોભ. આ૦ ૬

અદત્તને કુશીજે વસ્યારે, આ. વળી અંજના પર યારે. આ.
વિપ્ર નહીરે વિદ્યા નહીરે, આ. પીશુંન નરારે સિરદાર, આ. ૭
વળીરે વિપ્ર પ્રતે ભણેરે, આ. ઈહે વેદ વહેત. આ.
ભાર હમાલ ના સારીખોરે આ. મરમ ન જાણે કહેત. આ. ૮
મુની અહાર અર્થે ફરૂરે, આ. માંન રહીત છું એહ. આ.
સુખેત્ર જાણો તમેરે, આ. દીયો મુજનેરે ગેહ. આ. ૯
ઢાળ આઠમી એ કહીરે, આ. અતિ ધરીને ઉલ્લાસ. આ.
મુની ઉમેદચંદજી કહેરે, આ. આગે સુણોરે સમાસ. આ. ૧૦

દુહા.

હવે વિદ્યાર્થિ એમ કહે, બોલે અનિતી એહ;
જડ મુરખ એરે કોણછે, કર્કસ વાણીનો ગેહ. ૧
દેવ વસે મુની ઉચરે, સાંભળો વિપ્ર વાત;
નહી દીયો જો મુજને, ન લ્યો યજ્ઞ ફલાંત. ૨
અધ્યાપકજી તવ એમ ઉચરે, કુણછે ક્ષત્રિ કુમાર;
વંસ જેષ્ટા કરમે ગ્રહી, કાઢો તમે નિર્ધાર. ૩
બિલાં કોઠાંની જેષ્ટીકા, લેઈ ચાબખા તેહ;
વંસ અને નેત્ર કર ગ્રહિ, તાડણ આવ્યા ગેહ. ૪

ઢાળ ૯ નવમી.

(હમીરીયાના ગીતની દેશી.)

અજ્યોધા નરપની બેટડી, ભદ્રા તે તેહનું નામરે. કુવરજી;
સહુ વૃંદને એમ ઉચરે, મતિ કરો એહી કામરે. કુવરજી;
કટૂક ફળછે એહનાં:— ટેક. ૧
ભદ્રા કહેરે તમે સાંભળો, મહત્મા મોટોછે એહરે; કુ૦

એહની શક્તિ અતાંળછે, મુને તાતે દીધી તેહરે; કુ૦ક૦ ૨
મુજને ન વાંછી એહણે, એહવો સુધાતમી એહરે; કુ૦
નરપતી સુરપતેં સેવીયો, મતિ હીલો તમ તેહરે. કુ૦ક૦ ૩
અંતરના ગુણ નવી લહે, ઉગ્ર તપરા વિહારીરે; કુ૦
પ્રબળ પ્રતાપી એહછે, દહ્યાછે પંચ વિકારીરે. કુ૦ક૦ ૪
સંજતી એહવો જાણંજો, અતી શક્તિ જશવંતરે; કુ૦
દુઃકર વૃત એણે ગ્રહ્યાં, પ્રાક્રમછે અતપંતરે. કુ૦ક૦ ૫
નહીંળો કુવેણ મ લહો, હીલા જોગ નહીં એહરે; કુ૦
તપ તેજને બળે કરી, પ્રજાળશે તમ તેહરે. કુ૦ક૦ ૬
રૌદ્ર દેવની કાંમનાં, ભલાં કહ્યાં તેહ વેણરે; કુ૦
મુની ઉપશ્રગ વારવા, પીણ ન માન્યું તેણે કેણરે; કુ૦ક૦ ૭
તીહુક તાંતો થયો વળી, વિક્રબ્યા જક્ષ અપારરે; કુ૦
ગગન મંડળે તે રહી, બોલે કરે અતી સારરે કુ૦ક૦ ૮
ગર્જના શબ્દ કરે ઘણા, તાડતા હણતા તેહરે; કુ૦
રૂદ્ર ધારા કર્ણે વહે, વિદારિયા તસ દેહરે. કુ૦ક૦ ૯
ઢાળ નવમી એ કહી, સુણો હવે અવદાતરે; કુ૦
મુની ઉમેદચંદજી કહે, ભદ્રા ભણે એક વાતરે. કુ૦ક૦૧૦

## દુહા.

ગીરી મેર નખસુ ખણો, વહની ચરણ ચંપાય;
લોહ ચણા કરમે ગ્રહી, કચું મિણ દંતે ચવાય. ૧
ગિરિ વહનીને લોહ સમો, મોટકો પુરૂષ એહ;
જશનામી નર દીપતો, તેહને હીલોછો તેહ. ૨

ફણીધર જેમ કોપિયો, દિયે જ્યું નરને ડંક;
વીખધર સમો જાણજો, દિર્ઘ લબ્ધિવંત. ૩
પતંગ વૃંદ દીપક પડે, એમ હૂવા તમ હાલ;
શામાટે હું એમ કહું, તાડો ભોજન કાલ. ૪

### ઢાળ ૧૦ દસમી.

( રેહો રેહો આજ પંથીડા—એ દેશી )

ભદ્રા કહેરે વિપ્ર સુણો, એહ નરછે મોટો.
ફળ તેનાંરે તમે પેખ્યીયાં, કામ કીયોરે તમે ખોટો;
ચરણ કમળ ભેટે છુટશે. ટેક. ૧
શીર નમાડ્યો કટી લગે, કર દોયે પસાર્યા;
દુઃખ અતપંત પાંમીયા, ન રેહ્યા ભદ્રાના વાર્યા. ચ૦૨
નેત્ર ચઢ્યાંરે ઉંચા ઘણા, મુખે સુણ એ દમતા;
મુખ કમળ તે ઉંચાં રહ્યાં, રેહ્યા ગ્રીવા એ નમતા. ચ૦૩
જીધા ઉષ્ટી અગ્રે રહી, જેમ રણરંગ મચીયો;
સુર આફળી જેમ મરે, એહી ઠાઠજ રચીયો. ચ૦૪
શોમદેવ એષ્ટીનેરે, તવ ત્યાંહી દ્રષ્ટેરે પડીયા;
વિશમ્યો તે સર્વને દેખીને, કાષ્ટ પેરે તે પડીયા. ચ૦૫
માત તાત તતક્ષેવ સહુનાં, ઉભાં રહ્યાં વિમાસી;
તવરે સહુ તેહીજ સમે, કરેછેરે અરદાસી. ચ૦૬
દુહવ્યા તમને અતિ ઘણા, ખમો અમ અપરાદ;
ગેમારે યું નવિ જાણીયુ, એહસુ ન હોયે વાદ. ચ૦૭
તવ દેવરે વિતરીક હવા, ખાસ તે અણગાર;

દ્વેશ રોશ મુજને નહીં, કોઈ ઉપરે લગાર. ૨૦૮
સુરનરે કામ એહવો કીયો, મુજ ભકિત કરનાર;
દ્રઢપણેરે તમે જાણજો, હણયા તમણા કુમાર. ૨૦૯
એષ્ટી કહે સુણો સંજતી, રક્ષા કારક તમે;
કુટૂંબ પરીજન સહુ, શર્ણું ગ્રહીશું અમે. ૨૦૧૦
ભકિત યોગ્ય મુનીજી તમે, દુજો એહવો ન કોઈ;
રેણું તમ ચરણા કેરી, પુજનીકછો મેઈ. ૨૦૧૧
વિપ્ર ટોળે મળી વીનવ્યા, તવ થયારે સજીવ;
મુનીને ચરણે નમી કહે, અવિનય અમો સદીવ. ૨૦૧૨
ઢાળ દસમી પુરી થઈ, વિપ્રનો તે સમાસ;
મુની ઉમેદચંદજી કહે, પ્રમાનંદ ઉલાસ. ૨૦૧૩

દુહા.

પ્રોહિત મુખથી ઉચરે, નિર્લેપિછે અહાર;
લેસ નહી કો એહમાં, ગ્રહિ જે તે અણગાર. ૧
સાલણ કુર દાળી ઘણી, ત્રોટો નહિંછે કાય;
લાભ દેજો તમે મુની, તવ બોલ્યા મુની ત્યાંય. ૨
દોશ રહિત દિયો મુજને, વિપ્ર વહરાવે એહ;
વોહરી પારણો કિયો, માસ ખમણનો તેહ. ૩
પંચ દ્રવ્ય પ્રગટ હુવા, અગન પાડાની માંય.
નીર સુગંધી પૂષ્પની, ગગને બોલે વાય. ૪
દાંન સુપાતર એ દીયો, ગડગડ હોવે નાદ;
દેવ દૂન્દભી વાજતી, બોલતા સરસે સાદ. ૫

## ઢાળ ૧૧ અગ્યારમી.

(હોપીયું પંથીડા પ્રીતલડી તારીરે વશીરે અંતરે. એ દેશી.)

હાંરેહો વિપ્રજી વાત કરેછે એતો માંહ્યોરે માંહી, ટેક. ૧

મન હરખ ધરી નિગ્રથીયારે મુનીવરના ગુણ ગાઈ;

પ્રેમધરીને કહેછે, એતો તપસી કરમને દહેછે. હોવિ.૨

એતો ગીરિ મસ્તકે વહેછે,—

વિપ્ર જાતીમાં કોઈ નહી, સબહી વાત એહોજ લહી;

એતો ચંડાળ સુત બલ સહી. હોવિ.૩

પ્રતક્ષ શકિત એહની, એવી નહી અન્ય કેહની;

એતો સુર સેવેછે તેહની.— હોવિ.૪

હવે મુની વિપ્રને કહે, તું હિંસા ધરમમે લીન રહે;

એતો વેઠી ભાર જેમ વહે.— હોવિ.૫

યજ્ઞ આરંભ અતિ ઘણો, જલમાંહી પવિત્ર પણો;

એતો રજ ઉતરે દેહ તણો. હોવિ.૬

અંતરઘટ રજનાં જાઈ, વળી નીરેતું શું ધોવેછે કાંઈ;

હાંરે એતો નિવારો તમે ભાઈ. હોવિ.૭

મંજનકીએ નિર્મળ હોવે, નીર લઈ અતિ ધોવે;

હાંરે તુંતો યું ક્યું નરભવ ખોવે. હોવિ.૮

દ્રભ યજ્ઞ સ્તંભરે લઈ, વળી કાષ્ટ ત્રતી જાતી કહી;

વળી બહની લઈ કરમારે ગ્રહી. હોવિ.૯

એક અરૂણ ને અસ્ત કાળે, દુજો જામર્નાને પ્રાંતસપાળે;

હાંરે એતો નીર અસુચીને ટાળે. હોવિ.૧૦

પૂરા ભૂત જીવાદિક, વળી લીલ આદિતે વિશીક;
એતો વધતા જીવ અનેક. હોવિ.૧૧
વારમવાર તેહીરે જાયે, શુચી ભાવેરે નીરમે નાયે;
એતો આરંભ હોવે ખટકાયે.— હોવિ.૧૨
ઢાળ અગ્યારમી એ થઈ, મુની ઉમેદચંદેરે કહી;
હાંરે એતો સમાસ સુણો તેહ સહી. હોવિ.૧૩

દુહા.

તવ પ્રોહીત એમ ઉચરે, સાંભળજો મુની રાય;
કઈ રીતે યજ્ઞ કીજીએ, કુણ યજ્ઞ દોખ જાય.૧
નીરલેપી તમે સંજતી, સેવે સુરનર નાર;
કુણો યજ્ઞ અમને કહો, મુની બોલે ધરિ પ્યાર.૨

**ઢાળ ૧૨ બારમી.**

(નરભવ રળીઆમણો—એ દેશી)

આરંભ ખટ કાય તણો, જાણીને તેહ નિવારોરે;
મૃખ્યા અદત નિવારીને, મૈથુન તજો વિકારોરે. આ.૧
અંજના પરમુરછા તજો, વળી તજો અભિમાનોરે;
માયા તેહી પરપંચનાં, ધરીએ સુભતે ધ્યાનોરે. આ.૨
પાંચુ ચારે ક્રોધ લોભને, જાણીને તેહ નીવારોરે;
જે નર યજ્ઞને આદર્યો, ટાળે તે પંચ વિકારોરે. આ.૩
સંવરીએ પાપ ધારને, સંવરધારે કરીનેરે;
મુકીતંજી સર્વાગમી, સસુકા તજી શરીરનીરે આ.૪
કર્મ રૂપી અરીને દળા, હણવા એ મુની કહેરે;

યજ્ઞ ઉપગ્રણ ઉતરે, પુછતાં વિપ્ર તે હવેરે. આ.૫
બ્રહની તમચે કોણ છે, કીયો સ્થાપનાનો ઠાંમરે;
ચાટુઓ તમચે કોણછે, ઘ્રત હોમવા તાંમરે. આ.૬
ગોર સંધુ કણ કોણછે, બ્રહની દીપત હોવેરે;
ઇંધણા તમચે કોણ છે, તેહસુ તિંમર સમ ખોવેરે. આ.૭
સ્વાંતી તમ ચેતે કોણ છે, ટળે ઉપદ્રવ્ય જેણેરે;
હોમો છો તમે કીણ વિધે, અમને કહોતે વેણેરે. આ.૮
ઢાળ બારમી એ કહી, ઉમેદચંદ ઉલ્લાસેરે;
હવે પડી ઉત્તર તેહ કહે, ભવિ સુગણુ નરે ગાસેરે. આ.૯

## દુહા.

દ્વાદસ ભેદે તપ કહ્યો, બ્રહની તેહજ જાણ્ય;
ત્રિવિધ જોગતે ચાટુઓ, ગોર શરીર તે જાણ્ય. ૧
કર્મ ઇંધણા તપે કરી, કરે પરજાળી ખાખ;
જિવ રક્ષા સંજમ જોગ, તે સ્વાંતિ ટાળે ઉચાટ. ૨
એ ચારે જાણી આહુતિ, હોમ કરૂંછું એહ;
પ્રોહીત તેહી સર્વને, મુનીયે કહ્યું તેહ. ૩

## ઢાળ ૧૩ તેરમી.

(સલુણા રાવળ ચાલેરે. એદેશી.)

મધુરે સ્વરે વિપ્ર પુછતારે, સ્નાન દ્રહ તુમ કોણ;
સ્વાંતી ખેતર તમ કોણછેરે, તિર્થ તુમચે કોણ.
મુનીશ્વર દીયો અર્થ બતાય. ટેક; ૧
જેથી તમે પવિત્ર થયારે; ટાળીને કર્મની રજ;

કેહા પ્રસંન થઇ સાધજીરે, સુણવાની વાંછા મન. મુ૦૨
તવ તે મુનીવર એમ કહેરે, સારહિત ધર્મ એહ;
સ્વાંતી કારણ બ્રહ્મચર્ય જીરે, ખપે કરમ રજ તેહ. મું૦૩
મિથ્યાત રજ જેમા નથીરે, આતમ નિર્મળ તેહ;
એહમે આવંતાં થકારે, કર્મ મેલ જાયે તેહ. મુ૦૪
સુચી ભૂત તેહને કહેરે, કરે મંજન તેહ;
મુની કહે વિપ્ર સુણોરે, ઉગર્યા આરો છે એહ. મુ૦૫
કુશળ તત્વના જાણ હુવારે, દોહુ ત્રીલોકીરે દેવ;
સરવ સ્નાંન તે મોટકુંરે, જાણો તમે સત મેવ. મુ૦૬
એહ મંજન વાંચતાં થકાંરે, ટળે કરમનો મેલ;
તેહ કારણ તમે વિપ્રજીરે, સેવેરે શીવપુર સેલ. મુ૦૭
વિપ્રનેરે પ્રતિ બોધીયારે, તજ્યો સર્વ અનર્થ;
તવતે વૃંદ વિપ્રનાંરે, આદર્યા વૃત બાર. મુ૦૮
હરકેશી અણગારજીરે, તપ તપીરે અઘોર;
શીવ પુરમે વાસ લહ્યોરે, ત્રોડી તે કરમ કઠોર. મુ૦૯
ઢાળ ભલી એ તેરમારે, હરકેશી કેરો સમાસ;
ગુરૂ પ્રતાપે એહ સહીરે, કહ્યું તે ધરીને ઉલ્લાસ. મુ૦૧૦
ઉગણીસેં પચવિસમેરે, ગઢપુર નગર મોઝારે;
મુની ઉમેદચંદજી કહેરે; ફાગણ માસ ઉદાર. મુ૦૧૧

(ઇતી શ્રી હરકેશી મુનીનો રાસ સમાપ્ત.

# અથશ્રી સુકોસલની ઢાળો.

## દુહા.

શ્રી ગુરૂને ચરણે નમી, સમકિત બિજ દાતાર;
ભવ રટણથીરે ઉધરે, પ્રબળ ગુણી સંસાર. ૧
તે કાળે તેણે સમે, જંબુ ભરથ મોઝાર;
અજોધ્યા નગરી અતિ ભલિ, અમરાપુરી અનુહાર. ૨
રાજેસર અલવેસરૂ, શોભિત ગુણે મયાળ;
ઇખ્યાગ વંશે ઉપનો, પૂરંદર ભૂપાળ. ૩
પટરાણી મહિ દીપતી, રાજીને ગુણ ગંભીર; .
બ્રહ્મ વૃતમેં લીન રેહે, વૃત ધારણ મતિ ધીર. ૪
તસ નંદન ગુણ આગળો, કીરતિધર અભિરામ;
નૃપ સ્થાન. તસ થાપિયો, વ્યાપિ મહીમા તાંમ. ૫
પૂરંધર અવસર લહી, લીધો સંજમ ભાર;
પ્રચંડ તપ તે આદરી, પોત્યા સર્ગ મોઝાર. ૬
કીરતિધર પિણ તેમહી, સંજંમ સાથે મંન;
સાર કરે નહિ રાજની, વૈરાગ મંન ઉતપંન. ૭

## ઢાળ ૧ પેહેલી.

(ત્રીપદીની દેશી.)

મિત્રી ગીરારે રસાળ, સાંભળો કીરતિ ભૂપાળ;
આજ હો કરરે કમળ જોડી કરૂં વિનતિ એ. ૧
જબ લગી પુત્ર ન થાય, તબ લગી રેહેરે રાય;
આજહો ગૃહસ્થ પણેરે સુખ સંપત લિલા ભોગવોએ. ૨

પરજાનારે પ્રતિ પાળ, શત્રુ તણારે મદગાળ;
આજહો પ્રબળ કીરતિનો ધારક કહે સહુ એ. ૩
તારે નહીં છેરે પૂત્ર, કોણ રાખશેરે ઘર સૂત્ર.
આજ હો પ્રબળ પ્રતાપી, આવી રાએ વિડંબસે એ. ૪
અરધાંગના કરે સોચ, તંન મંન કયું ન આલોચ;
આજહો અંતર ગતમે, કરજો સ્વામી વિચારણા એ. ૫
જેહને નહી સંતાન, તે ઘર છે સમસાંન;
આજહો સેવકની વિનતિરે, રાય અવધારજો એ. ૬
વાણી સુણીરે અભિરાંમ, મંન સમજ્જોરે વળી તાંમ;
આજહો મીત્રને વયણેરે, રાય તે રીઝ્યો એ. ૭
કીરતિ ધરરે વળી ભૂપ, સુખ વિલસેરે અનૂપ;
આજહો કુશમને ભીતરેરે ભમર કેળી કરે એ. ૮
એમ સુખ વિવીધ પ્રકાર , સહ દેવી છેરે તસનાર;
આજહો શીયળ ગુણે કરી, શોહે ભાળી ભાંમની એ. ૯
ભોગવતાંરે સુખ સાર, જન્મોં એક કુમારે;
આજહો સુકોસલ કુમર નાંમ તસ થાપીયો એ. ૧૦
સહ દેવીરે પરધાંન, મન ચિંતવેરે એક તાંન;
આજહો ગુપત પણે સુકોસલ કુમરને રાખીયો એ. ૧૧
જો જાણસેરે વળી રાય, રખે સંજમીયો થાય;
આજહો રાજ રિધી પરીવાર. રમણી તજી જશે એ. ૧૨
કીતરા દીનનેરે અંત, જાણ્યો રાયેં વિરતંત;
આજહો રોમાચળ, વિકસ્વર પાંમી અતી ઘણી એ. ૧૩
પૂત્રને સોંપીરે રાજ, સારે આતમ કાજ;

આજ હો સમ દમ ખમ ગુણ, સાએર તેહી શોભતાએ.૧૪
સુમત ગુપત વળી સાર, પાળે પંચ આચાર;
આજહો સંજમ ગુણ સાયર માંહી ઝીલ રહ્યા એ. ૧૫
સુત્ર ગ્નાંનીરે સાર, જાણે સકળ વિચાર;
આજ હો પ્રબળ વીમળ ગુણ મતિયે કરી આગળા એ.૧૬
એ થઈ પહેલી ઢાળ, ઉમેદચંદ કહેરે રસાળ;
આજ હો સુગુણ નર શો ભોગી આગળ સાંભળો એ.૧૭

દુહા.

દેશ નગર પુર પાટણે, કરતા ઉગર વિહાર;
ભવીકને પ્રતિ બોધતા, કરે આતમ ઉધાર. ૧
દિન કેતાને આંતરે, ફીરતા તે અણગાર;
નિજ નગરે ફરિ આવિયા, તરણ ભવોદય પાર. ૨
પોરસી ધુર સઝાયએ, દુજીએ ધરતા ધ્યાંન;
ત્રિજીએ ઉઠયા ગૌચરી, જોઈ કાળનો માંન. ૩
તપે તરૂણુદય આકરો, તિણે સમે અણગાર;
ઊંચ નિચને મધ્યમ કુળે, ફિરતા ઘરઘર બાર. ૪

ઢાળ ૨ જી.

(જંબુરે ધીપના ભરથ એતરમાં—એ દેશી)

કરમ સબળ પરિબળ જગતમાં, જાણો તમે ભવિ પ્રાણીજી;
નગર વહોરણ પાંગર્યા મુનીવર,તીહાં નીપની સુણી વાણીજી. ક.૧
તેહવે સમે તે સહદેવી રાંણી, કીરતી ધરની હુતી નારીજી;
કરમ વસે તેણે શું રે કીધુ, વિપરીત વાત નહીં સારીજી. ક.૨

સહદેવીરે એક દીનને સમે, ધરીને મંન ઉલ્લાસજી;
વિવીધ પ્રકારના વેશ બનાવી, બેઠી તે રંગે અવાસજી ક.૩
નેજરે જુએ નગરની રચના, ત્રીક ચઉક ચાચર વાટજી;
નરનારી વૃંદ સહુ આનંદમે, ફરે મુકીને ઉચાટજી. ૪
ત્રીક પંથે દ્રષ્ટી કરીરે તેણે, આવંતો મુનીવર દીઠોજી;
ગજગતિએ ચાલે મલપંતો, લાગ્યો તેને અતિ ધ્રંઠોજી. ક.પ
પૂર્વ પક્ષે પતી એ માહરો, મુજને વમી છે એણેજી;
વચંન કંથને વિલપી ઘણા, નવિ માંનીયો તેણેજી. ક.૬
સંજમ લીધોરે તેણે હરખે, ફસીયા ઘરા અપારોજી;
લીલારો પતો નંદન માહરો, લેઈ જશે નીરધારોજી. ક.૭
વૈરી પીણ નવી કરેરે જેહ, તેહવા કરશે એહજી;
પાવસ પહેલાં પાળ હું બાધું, ત્યારે રેહેશે મુજ ગેહજી. ક.૮
અત્યંત નારી મન અકુળાંણી, ન રહી સુદ્ધિ લિગારજી;
કંથ વિહુણો પુત્ર પીયારો, સ્વારર્થીયો સંસારજી. ક.૯
કવણ ઉપાય રાણી તે કરે, તે સુણજો ભવી પ્રાણીજી;
મુનીરે ઉમેદચંદજી કહે, હૈડેતે હરખ આણીજી. ક.૧૦

દુહા,

મુજ વિના નવિ ઓળખે, મૂની વરને કોય;
તે માટે હું મતિ કેળવું, જિમ મુજને સુખ હોય. ૧
વેરીને વ્યાધી તણો, ધૂરથી કીજે ઉપાય;
પ્રમાદરે વશ જે રહે, તે નર સહુ દુઃખી થાય. ૨
પતી ગયો પીણ પૂત્રસું, બાંધી રહીછુ નેહ;

ખૂત્ર ગયાં કરશું કીસો, મોમંન એ સંદેહ. ૩

## ઢાળ ૩ ત્રીજી.

(હસ્ત નગરપુર અતિ ભલો. એદેશી)

એમ રાંણીરે મંન ચિંતવી, તેડાવીયા ભારતે વીરરે;
નેત્ર સાંને દેખાડીયો, મુનીવર છકાયનો પીરરે.
મુનીવર છકાયનો પીર, કપટ તેણે કેળવી દુઃખ દીધારે. ૨ ૧
દુખ દાયક નર સહુને, પ્રબળ પ્રાકૃમી એહરે;
વિઘ્ન કરશે એ રાજને, સાહી ગ્રીવાયે કાઢો ગેહરે. સા. ક. ૨
મુજ પિયર એ આવીયા, ઉસ દીનથી કુશળી વાતેરે;
વસ્તીના પૂત્ર ભ્રમાવતાં, કુટી કાઢ્યો મુજ તાતેરે. કુ. ક. ૩
સુભટે આવીને ગ્રીવા સાહી, વળી દીએ જેષ્ટીકાના મારરે;
તાડનાં ત્રજનાં તે કરે, વળી મુખે કરે ફીટ કારરે, વ. ક. ૪
નગર લોક હાંહાં કરે, એનો દુષ્ટ મીત્ર રાણી હોયરે;
ઘોર તપેશ્વરી આવીયા, ભીક્ષાનો તે કાળ જોયરે. ભી. ક. ૫
ભિક્ષા રહી અનરથ થયો, હવે કવણ કરવો ઉપાયરે;
મુનીનો ઉપશગ દેખીને, એમ સહુ ઝુરે મંન માંયરે. એ. ક. ૬
ખારે દધીએ મીષ્ટ વીરડી, સુકોસલની ધાબ માયરે;
મુનીનો ઉપશગ દેખીને, થરથર ધ્રુજે તસ કાયરે. થ. ક. ૭
નેત્ર લાગીરે શ્રાવણ ઝડી, એનો આવંતે રાયને પાંસરે;
ધાબ મા આવંતાં દેખીને, રાય મંન અતિ ઉલાસરે. રા. ક. ૮
આંસુ પ્રનાળ દેખી કરી, વળી પુછે રાય નિરંતરે;
એરે માતા કોણે દુભવ્યાં, મુજને કહોરે મતીવંતરે. મુ. ક. ૯

ઢાળ ત્રીજી પુરી થઈ, વળી પુરી નથઈ વાતરે;
મુની ઉમેદચંદજી કહે,વળી આગળ વાત વિખ્યાતરે.વ.ક.૧૦

દુહા.

ધાબ કહે વચ્છ સાંભળ, રૂઠ્યા જેને જગદિશ;
સાર કરે કોણ તેહની, એહ છે વિસ્વા વીસ. ૧
કુંવર કહે કરૂં વીનતી, તજો અનેરી વાત;
અંતરા રવજો મુજને, કહોને મોરી માત. ૨
જે દુઃખ ઉપજ્યું તૂજને, તે કહો એણી ઠાર;
મેર કરીને આચરો, તે કરશ્યું એણીવાર. ૩

ઢાળ ૪ ચોથી.

(લાવોને કમળ શોહામણાં. એ દેશી.)

માય કહે વચ્છ સાંભળો, અમે કહાંછે એ કરજોડરે.
તાત તારે સંજમ લીયો, વળી રાજ કાજ સહુ છોડરે. મા.૧
તપ કરણી અતિ કરી, નીર્બળ હુવે તસ કાયરે;
માસ માસનાંરે પારણાં, એમ વિચરંતા મુનીરાયરે. મા.૨
આજ છેરે તસ પારણો, એતો નારલોભી નિર માયરે;
ભિક્ષા લેવાનેરે કારણે, આજ આવ્યા ધરીરે ઉછાયરે. મા.૩
તુંમ જનમીયેં સેવા સાચવી, તેતો વરણવી કેમ જાયરે;
દુઃખ દેવરાયો અતિ ઘણો,વળી એમ કહે ધાબ માયરે.મા.૪
પૂરવ વેર સંભારીને, સંતાપ્યા રૂખી રાયરે;
તમેરે એઠા લીલા કરો, તુંતો પૂત્ર નહીં શત્રુ થાયરે. મા.૫
તમારે નગર સુખીયાં સહું, વળી સુખે વીરારે કરો રાજરે;

બીક્ષા વિહુણોરે મુની ગયો, હુંતો દુખણી થઈ તેથી આજરે મા. ૬
અપર માતાનાં વેણથી, ભય ભૂત થયો તે ભૂપાળરે;
તાત સમીપે ઉતાવળો, આવી નમી ઉભો તતકાળરે. મા. ૭
પાયે નમી એમ વીનવે, અવિનય ખમો મુનીરાયરે;
સુતજરે મુની નીરખો, તમે તારણ તરણ જીહાજરે. મા. ૮
આરે સંસાર અસાર છે, અભ્ર પડળ જેમ પતંગરે;
નેત્રને દીસે સોહામણાં, ક્ષીણમે તે વીલ જાયે રંગરે. મા. ૯
તમે તર્યા મુજને તારો, તમ મેટા મુજ ફંદરે;
ઢાળ ચોથીરે ઉલટ ધરી, એમ કહેછે ઉમેદ ચંદરે. મા. ૧૦

## દુહા.

આજ દિવસ ધન્ય માહરો, પાયો તુંમ દેદાર;
ખલક સગી ખારી હુઈ, ઉતારો ભવ દધીપાર. ૧
મુની વદે તવ મુખથી, અમ્રત વાણી રસાળ;
જેમ આતમ સુખ ઉપજે, તેમ કરો તમે બાળ. ૨
સુકોસલ ગયો મંદીરે, તજવા મોહ જંજાળ;
બેઠીછે રાજ ભુવનમે, રાણિ તે ચિત્ર જમાળ. ૩
કંથને દુરથિ દેખિને, હરખિત હુઈ તવ નારે;
પ્રાણ જીવણ મેહેર કરી, ભલે આવ્યા ભરથાર. ૪

## ઢાળ ૫ પાંચમી.

સોનેકી ગગરી રૂપા કેરીદોર, ગગરી ઉતારો મેરે નંદકીસોર
બાલ પ્યારા, મેરી ગગરી ઉતારો. એદેશી.
રાય કહેરે સુણો સુંદર નાર, વિષયવિકાર એતો દિસે સંસાર.

પ્રાણ પ્યારી લેસ્યું સંજમ ભાર. ટેક; ૧

કર જુગલ સંગ ટેકરી એમ, મુજને વિસારો પ્રાણ જીવન કેમ

લાલ પ્યારા, બોલ માનો હમારા. ટેક; ૨

તમરે વિહુણી ઘડી જાયરે છમાસ,

જીવન હમારા કેમ રહે થીરવાસ; લા. બો. ૩

કોમળ કમળ સુવાળીરે દેહ,

અંતરે વિચારો નવી નીપજે નેહ. લા. બો. ૪

નહી દુજીરે મુજ સરખીનાર,

જોડલો પાયો તમારો એણેરે સંસાર. લા. બો. ૫

તમે ઠાકોર મારા શીરનારે મોડ,

કારજ સુધી રહો મારા પુરજો કોડ. લા. બો. ૬

ચિત્ત તમારો થીર કરો મોરાનાથ,

લાજ્યુ વધારો જોડી કહું દોનું હાથ. લા. બો. ૭

પુત્ર નહીંરે કોને સોંપશો ભાર,

ચિત્તમે વિચારો એમ વીનવે નાર. લા. બો. ૮

રાય ભણેરે તું શિયળવંતી નાર,

ગર્ભ તમારો તેને મેં સોંપ્યો ભાર. લા. બો. ૯

દીયો અનુમતી નારીરે સોય,

વિષય વિકાર તજ્યે શીવ સુખ હોય. લા. બો. ૧૦

ઉમેદ ચંદ તત્વારથ જોય,

ઢાળ પાંચમી એનો પુરીરે હોય. લા. બો. ૧૧

દુહા.

આજ્ઞા લેઈ નિજ નારીનિ, તાતની પાસે જાય;

સંજમ લીધો ભાવસુ, હરખ ધરી દીલ માંય. ૧
અમર થઈ તવ માતને, ધરણી ઢળી તેણીવાર;
ફોગટ શ્રમ થયો માહરો, મુને કોણ આધાર. ૨
આર્ત રૌદ્ર ધ્યાને કરી, મૃત્યુ પાંમી તે નાર;
ક્રોધ વસે થઈ વાઘણી, ગીરી ગુહર તિણે ઠાર. ૩

## ઢાળ ૬ છઠી

(મોહન ગહેલીરે માનુંની. એ દેશી.)

હવે આગળ હુઈ જે ચરી, સાંભળજોરે નરનાર, સાહેબા;
કીરતી ધરને સુકોસલો, તાત પુત્ર દોઈ લાર, સાહેબા;
ધન્ય ધન્ય જુગલ મુની સારૂ. ટેક; ૧
ગીરી ગુહરનેરે અનુસરે, વસ્તા નિઃશ્ચળ કાંમ સાહેબા.
ઉગ્ર તપ તેણે આદર્યો, સારે આતમ કાંમ; સાહેબા. ધ.૨
દ્રઢ ચિતને સમતા ગુણી,રણ્યે રહ્યારે ચોમાસ; સા.
નીરલોભી નીરઆસચી, નિશદીન રહેતા ઉલ્લાસ. સા. ધ.૩
માસ માસનાંરે પારણાં, કરતાં તેહ મતિ ધીર; સા.
દળ પરિસા બાવીશથી, નિશ્ચળ રહે શૂરવીર; સા. ધ.૪
કાર્તિક પુનમને પારણે, નગર ભણી તે આવંત. સા.
એટલે આવીરે વાઘણી, મુની સાંમીરે ધ્યાવંત; સા. ધ.૫
કીર્તિધરને સુકોસલો, ચિંતવે ચિત મોઝાર; સા.
મર્ણાંત ઉપશ્રગ આવિયો, હવે કરવો એવો પાર. સા. ધ.૬
મુની કીરતીધર ઓચરે, પાછળ રહો તમે આજ; સા.
ઉપદ્રવ અમે સહેસ્યાં, જેમ સુધરે મુજ કાજ; સા. ધ.૭

સુકોસલ તવ બોલીયો, કાંઈ ઉચરો નિચ બોલ; સા.
વચંન એહ અ શોહામણાં, પરિસા તરણાને તોલ; સા. ધ.૮
સુર સુભટનારે પારખ્યો, પરદળ સામો ઝુઝારે; સા.
આશા ભરે પાછા નવી ધરે, કરમ લેઈ કરવાર. સા. ધ.૯
નિગ્રંથ પંથ પણ એહવો, જાણજો તમે મહારાય; સા.
પરિસા રૂપ વૈરી થકી, પાછા ન ધરૂં અમે પાય; સા. ધ.૧૦
સમે પણામે તે સહશ્યું, સરવે ઉપદ્રવ એહ; સા.
સનમુખ આવી ખડો રહ્યો, ચિતદ્રઢ કરી તેહ; સા. ધ. ૧૧
ઢાળ છઠીરે સોહાંમણી, ક્ષમાવંતરે રૂખીરાય; સા.
કરજુગલે સ્તવના કરે, ઉમેદચંદ ચિતલાય; સા. ધ.૧૨

## દુહા.

આરાધન વિધિ ત્યાં કરે, આલોચે મંનમાંય;
વ્રત દૂખણ કોઈ હુવો, નિરા કરણ કરે ત્યાંય. ૧
મમતા મૂકી દેહની, નિર્લોભી નિગરંથ;
ઉવટ વાત તજી કરી, ચલે સુતરને પંથ. ૨
સાગારી અણુસણ કર્યો, તપ્પી વાઘણી ત્યાંય;
સૂકોસલ ઉપર પડી, તે સુણજો મંન માંય. ૩

## ઢાળ ૭ સાતમી.

(ઇંડર આબાં આમલીરે. એ દેશી.)

નહોર ઉદર ઉપર ધર્યાંરે, ધરણી ઢળ્યો રૂખીરાય;
વિદાર્યો નખ અંકુંસેરે, શોજે મહીઓલ કાય.
સુગુણ નર જોજો કર્મ વિચિત્ર. ટેક; ૧

મોર ભગેરે ત્રટે નાડીયુરે, ત્રટકેરે તુટેરે ચાંમ;
કડકડ નાડ હોવે હાડનારે, કીધો એવો તેણે કામ. સુ.જો.૨
ત્રોડી ત્રોડીને તનુ તણોરે, આંમીખ હરખેરે ખાય;
રૂદ્રધારા અંગથી પડેરે ધોધરે વળગી આય, સુ. જો. ૩
વિલુરી નાંખ્યો અતિ ઘણોરે, ધરતી હરખ અપારે;
અંગોપાંગ વિતરીક કર્યા, આણીને અધિકો પ્યાર. સુ.જો.૪
અમૃતને કવળે કરીરે, પોક્ષણ કરીજે દેહ;
વિણ અપરાધે વાઘણીરે, વિલુરી નાંખ્યો તેહ. સુ. જો. ૫
નિશ્ચળ પણે મુનીવર રહ્યોરે, ચળીયો નહીં લીગાર;
કમળાં કર જેમ વિસ્તરેરે, તેમ ચઢતા અણગાર. સુ.જો.૬
ક્ષપક ચડતાં ઉપનુંરે, વિમળ કેવળ નાણ;
વસુ કર્મ દળ ચુરીનેરે, સાધ્યો પદ નિર્વાણ. સુ. જો ૭
કિરતીધર દુજો મુનીરે, પરબળ તપ તેણે કીધ;
તે પણ અપવૃગ પાંમીયોરે, નર ભવનો ફળ લીધ. સુ.જો.૮
અંતરા તમથી જાણજોરે, સગપણ વિચીત્ર પ્રકાર;
અભ્ર પડલસમાં એ સહીરે, વિલયે પાંમે નિર્ધાર; સુ. જો.૯
સવંત ખંડ ભોમી સહીરે, સુંદર ત્રીસની સાલ;
મુની ઉમેદચંદજી કહેરે, સાતમી ઢાળ રસાલ. સુ. જો.૧૦

( ઇતિ શ્રી સુકોસલની ઢાળો સમાપ્ત )



# અથ શ્રી અમર કુમારની ઢાળો.

## દુહાં.

શ્રી ગુરૂને ચરણે નમી, પ્રણમૂ બે કરજોડ;
અમર કુંમર ગુણ ગાઈસાં, આળસ અળગો છોડ. ૧
તે કાળે તેણે સમે, જંબૂ ભરત મોઝાર;
મગધ દેશ શોહાંમણો, મૂખરાજગરી સાર. ૨
શ્રેણીક નરવર રાજવી, પ્રજાને સુખકાર;
જૈન ધર્મ પરચો નહીં, મસ્તકે કર્મનો ભાર. ૩

## ઢાળ ૧ પેહેલી.

(રાયપુરો રળીયાંમણોરે લાલ. એ દેશી.)

મીથ્યાત પરચો અતિ ઘણોરે લાલ,
જીવ રક્ષારો નહીં ધર્મરે; સુગ્નાની;
નિશદીન તેહ માર રચ્યારે લાલ,
પર્સતિંઈ સંચે કર્મરે;સુગ્નાની;
ચરી સુણો હવે કરમનારે લાલ. ટેક; ૧
એક દીવસે શ્રેણીક રાજીયોરે લાલ,
કરે ચિત્રશાળા એકરે, સુ.
ચિત્ર અનૂપમ ઉપનારે લાલ,
નેહ ઉપજે તેને પેખરે, સુ૦ ચ૦૨
ગોખ બારી ચોબારી ઘણીરે લાલ,
કોરણી કરીરે વિચિત્રરે, સુ૦

ચિત્ર વેલ શોહામણીરે લાલ,
પેખતાં વાધે અતિ પ્રીતરે, સુ૦ ૨૦૩
આશ્ચરજ એક સાંભળોરે લાલ,
તેહી શાળાને માંહ્યરે, જ૦
પ્રોળ ગીર પડે તેહનીરે લાલ.
દેવાણું જોગ દીસે ત્યાંહ્યરે. સુ૦ ૨૦૪
રાય અંતરમાં વિચારણીરે લાલ,
કેસો કારણ એહ ઠામરે, સુ૦
ઉપાય કરૂં હું એહનોરે લાલ,
જેમ રહેતે આ નામરે, સુ૦ ૨૦૫
તિવર વૃતી મંન રાજનેરે લાલ,
કરી મંત્રીસુ વિચારરે, સુ૦.
પંડીત જોશી તેડાવીયારે લાલ,
કહેતે વાત વિસ્તારરે, સુ૦ ૨૦૬
જોશીપ્રતે તે એમ કહેરે લાલ
સુણો પંડીત સુજાણરે; સુ૦
વાતતે અચરજ સારખીરે લાલ,
કરો તેહ પરમાણરે; સુ૦ ૨૦૭
પ્રોળ પડેરે ચિત્ર શાળાંનારે લાલ,
કરો તેહનો ઉપાયરે, સુ૦
તેની ચિંતા મુજને ઘણીરે લાલ,
કોણ કારણ છે આયરે. સુ૦ ૨૦૮

એ વાત જાણી વિપરે રે લાલ,
મંનસું કરી વિચારરે સુ૦
સાંભળો નરપતી સાહેબારે લાલ,
વાત કહે તેણી વારરે. સુ૦ ચ૦૯
બાળીક બત્રીશ લક્ષણોરે લાલ,
બહનિ સ્થાન કરો ત્યાયરે સુ૦
તેહ બાળને સજ કરીરે લાલ,
જોરે હોમીએ તેહમાંહ્યરે, સુ૦ ચ૦૧૦
તેવતે શાળા પડે નહીંરે લાલ,
રહે સદારે અનાંમરે, સુ૦
વિપ્રતે એમ ઉચરેરે લાલ,
કરો તમે એવા કામરે, સુ૦ ચ૦૧૧
તવ અનૂચર તેડનેરે લાલ,
એમ વદેરે નરરાયરે, સુ૦
પડહો વજડાવો નગરમાંરે લાલ,
કુંવર આપે જેહ આજરે, સુ૦ ચ૦૧૨
તેહ બાળકની બરાબરીરે લાલ,
તોળી આપુંહું દ્રબ્યરે, સુ૦
તેહ પુરૂષના મંન તણીરે લાલ,
પૂરૂં હું આશા સરવરે, સુ૦ ચ૦૧૩
મુની ઉમેદ ચંદજી કહેરે લાલ,
પહેલી ઢાળ રસાળરે, સુ૦

પ્રેમ ધરીને એમ ઉચરૂંરે લાલ,
આગે સુણો અધિકારરે. સુ૦ ૨૦૧૪

## દુહા.

નગર અનૂંચર ચાલતાં, કરતા સોર અપાર;
ત્રિપંથ ચાંચરે ફીરતા, જોતાં ઘર ઘરબાર. ૧
તે નગરી મધમેં વસે, વિપ્ર રૂખભ દત નાંમ;
ભદ્રાનામે કામની, રહે પોતાને ઠામ. ૨
જુગલ કુમર તસ દિપતા, વિપ્ર અકૃત પુન જાણ,
જડ વર્માંહી સેહરો. દુઃકર કરમનો ઠાંણ. ૩

## ઢાળ ૨ બીજી

(સલુણો રાવળ ચાલેરે. એદેશી.)

રૂખભ દત એમ કહેરે, સાંભળ સુંદર નારે;
બાળીક એક ને આપીએરે, તત્ર આવે દ્રવ્ય અપાર.
સુગણ નર જુઓ હે કરમની વાત. ટેક; ૧
તો ઘેર લીળા આપણેરે, જો મળે જરનો જોગ;
તમે અમે બહુ સુખથીરે, વિલસીએ ભોળેરા ભોગ. સુ.૨
તવતે નારી એમ કહેરે, સાંભળો મોરારે સ્વાંમ;
ઢીલ ન કરો એ વાતનીરે, તીવ્ર ગ્રહો કર કાંમ. સુ.૩
અમર કુંવરને આપીયેરે, ધુરત કુમરછે એહ;
મુજ નેત્રથી નાથજીરે, દૂર નીવારીએ તેહ. સુ.૪
વિપ્ર અનૂચરને કહેરે, મતિ કરો તમેં વાર;
સેવક રાયને એમ કહેરે વિપ્ર દીયેછે કુમાર. સુ.૫

રાય સુણી આનંદ ભયોરે, સાંભળજો સહુ તેહ;
જે ધન માંગે તે આપીનેરે લાવો બાળકને ગેહ. સુ.૬
ધન લેહી તીહાં આવીયોરે, વિપ્રને કહેરે વાંણ;
સોંપો તે કુવર મુજનેરે, તો ધન આપુ આ ઠાણ. સુ.૭
બાળક તેને સોંપીનેરે, દ્રવ્ય લીધો તેણીવાર;
મુને પીતા નવી દીજીયેરે, યું કહે અમર કુમાર. સુ.૮
તાત કહે હું શુંયે કરૂંરે, મુને છે તું હેતકાર;
જોર નહીં ચાલે માહરોરે, તમ માય દીયે કુમાર. સુ.૯
કાકાને તેણે જાણ કર્યુંરે, તેણે પીણ કહીયું તેમ;
માત તાત દીયે તાહરારે, તેમાં હુંતે કરૂં કેમ. સુ.૧૦
કુંવરે રોવંતો સાંભળીરે, માસી ભુયા આવે ત્યાંય;
વડી બેન પણ ત્યાં સહીરે, તણે નવ રાખ્યો ઘરમાંય. સુ.૧૧
સગાં કુટુંબ સહુ જાણજોરે, સ્વારથીયા સહુ જાણ;
એમ જાંણી તમે છાંડજોરે, કરજો વચંન પ્રમાણ. સુ.૧૨
ઢાળ દુજીહીં રંગસુંરે, આગે સુણો અધિકાર;
મુની ઉમેદચંદ એમ કહેરે, તેને છાંડે તે પાંમે પાર. સુ.૧૩

દુહા.

ધન જો જોરિ અનર્થ કરે, માંહો માંહિ લડંત;
ધન લેવાને તસ્કર હુએ, તેઉ વધિ માહિપડંત.
હવે કુંવરનો કર ગ્રહી, રાય કણે લે જાય;
રૂદન કરેરે દયાંમણાં, સોચના ધણિ મન માંહ.

## ઢાળ ૩ ત્રીજી.

(ગસ્ત કુમારની—દેશી)

કુંવરમંન ઘણો કળકળેજી, આવિયા મધ્ય બજારરે હો પ્રાણી;
લોક સહુ હાંહાં કરે હોલાલ,જોવા મળ્યાં નર નારરે હો પ્રાણી;
કંચન અકારજ એ સહી હો લાલ. ટેક૦૧
લોક મુખે અંગૂલી ગ્રહેજી, માંડ્યો પ્રબળ અકાજરે હો પ્રાણી.
નરનારી ઈમભણેરે લાલ, એનવિ સરજે રાયરે હો પ્રાણી.ક.૨
બાળ મુખે એમ ઉચરેજી, રાએ રે મુજને કોઇરે હો પ્રા.
તે ઘેર દાસપણે રહુંરે લાલ, દીન પણે કહે રોઇરે હો પ્રા. ક૦૩
નગરશેઠ એમ ઉચરે જી, આપુંરે દ્રવ્ય અપારરે હો પ્રા.
રાયે મંગાવ્યો તુંનેહોમવારેલાલ,તે કેમકરૂંરે કુમારરે હો.પ્રાક.૪
કુંવરને તે લઇ ગયાજી, રાજા શ્રેણીક પાંસરે હો પ્રા.
અમર કુમરને દેખીને હોલાલ, હુવો તેરાય ઉલ્લાશરેહોપ્રા.ક.૫
વિપ્ર સકળને રાજા કહેરેજી, સુણો વિપ્રજી સુજાણરે હોપ્રા.
કુંવર બત્રીશ લક્ષણો હોલાલ,જુઓ શાસ્ત્રના જાણરેહોપ્રાક.૬
તવ તે બાળ એમ ભણેરેજી, સાંભળ પ્રજાપતિ પાગરેહોપ્રા.
હેતકારી નરનારના હોલાલ, તું મુજને કેમબાળ્યરે હોપ્રાક. ૭
તવ નરપતી ઈંમ ભણેરે જી, સાંભળો તમે કુમારરે હો પ્રા.
દ્રવ્ય આપીને તુંને લાવીયારે લાલ, અમારો નહીં અન્યાયરે
હો પ્રા. ક૦૮
માત.તાત તમ તણારેજી, ધન લઇ આપ્યો તુજરે હો પ્રા.
અનર્થ મેંતો નવી કીયો હો લાલ, તવ ચાકર લાવ્યાં મુજરે

હો પ્રા. ૬૦૯

અમર કુમરને તિહાં કણેરેજી, નીર સુગંધી લેઇરે હો પ્રા.
મંજન તેહને કરાવિયો હો લાલ, અંગ મર્દન કરે ત્યાંઇ રે
હોં પ્રા. ૬૦૧૦

કેસર ચંદન અર્ચિયાંરેજી, કુસમ ગ્રીવાએ થાએ નેહરે હો પ્રા.
વિપ્ર સહુ ટોળે મળી હો લાલ, વેદ અભ્યાસ કરે તેહ રે હો
પ્રા. ૬૦૧૧

અમરકુમર મંન ચિતવેરેજી, ઉદ્યમ કરૂં અગાંધરે હો પ્રા.
અંતરે કરતાં વિચારણા હો લાલ, એમ કરતાં આવ્યો યા-
દરે હો પ્રા. ૬૦૧૨

મુનીજી સમીપેં સીખીયોજી, નવકાર મંત્ર સારરે હો પ્રા.
મુજ દુઃખરે સર્વ તેહથી હો લાલ, દૂર હોશે તેણી વાર રે
હો પ્રા. ૬૦૧૩

મંત્ર નવકાર તેહ તણોજી, ધ્યાંન ઘટ મોઝાર રે હો પ્રા.
અબ એણે અવસર વિષે હો લાલ, જીનજી અપનો આ-
ધાર રે હો પ્રા. ૬૦૧૪

ઢાળ ત્રીજી પુરી હુઇજી, જોડીમે જુગતે એમરે હો પ્રા.
મુની ઉમેદચંદજી ભણે હો લાલ, અધિકો ધરીને પ્રેમ રે
હો પ્રા. ૬૦૧૫

દુહા.

દેવ સિંહાસણ કંપિયો, અવધે પેખે સમાર;
કારણ કીસો એહછે, ઉપિયોગિ હુવા તે વાર. ૧

જંબુ ધીપના ભરથમાં, દિઠો અકારજ એક;
તવ તિહાં તે દેવને, ઉપનો અતિસે પ્રેમ. ૨

ઢાળ ૪ ચોથી.

(થાવર વારીરે મોરા સાહિબા, કાંબલ મતિ ચાલે. એદેશી)

સીઘ્રપણે રે દેવ ચાલીયા, આવ્યા નગરમોઝારે;
અતિ તામસ તેહ લાવીને, અનુળ શીતાવી તે વાર. ૧
સિંહાસણ કીયો દીપતો, બ્રહ્મસ્થાનને માંહ્ય;
પુરંદર સમો દીપતો, કુમર બેઠોછે ત્યાંહ્ય. ૨
અમર કુમરને બેસારીને, કરે સૂર ગુણ ગ્રામ;
રાય અધો મૂખે પડ્યો, શ્રોણીત વમતારે તાંમ. ૩
વિપ્ર સહુ લાબાં પડ્યા, કર ચરણન હાલે;
એમ સહુ વિપ્ર પડ્યા, સુરદેવને ચાલે. ૪
સભા સહુ અચરજ ભઇ, એ કૌ દેવ કુમાર;
કાળ મુખેથી ઉધર્યો, શ્રેષ્ટ એ અવતાર. ૫
ગગને વાચારે ઉચરે, સુણો નરનેરે નારી;
ચરણ ધોઇરે જળ છાંટશે, રાજા ઉઠશે ત્યારી. ૬
તવ સેવક રાજા તણા, ધોયા કુંવરનારે ચર્ણ;
નીર કચોળડા કર ગ્રહી, છાટે તેહને ઝર્ણ, ૭
રાજા શ્રેણીક ઉઠીયો, આસ્ચર્ય છે મોટો;
હાંહાં મુરખમે શુ કર્યું, એ કૃત્યવ ખોટો. ૮
વિપ્ર પડ્યા તેણે પેખીયા, જોવા એના પાપ;
બાળ હત્યા એણે ચિતવી, તેહ ભોગવે આપ. ૯

વિપ્ર સહુરે ભેળા થયા, દેખણ આવ્યા તે વાર;
નર નારી જોવા મળ્યાં, બેઠો અમર કુમાર. ૧૦
રાય આવી પરેવારસું, આવ્યો તે તતકાળ;
કરજોડી કહે કુમરને, તમે સાંભળો બાળ. ૧૧
રાજ રિદ્ધિરે સહુ તાહરી, એમાં મુજ ન કાંય;
સોંપું એ સહુ તુજને, તખતે બેસારે જાય. ૧૨
ચોથી ઢાળ આણંદની, જુઓ જૈનના વચંન;
મુની ઉમેદચંદજીરે કહે, જપજો એકજ મંન. ૧૩

**દુહા.**

ભુપના વચંન સુણી કરી, મન ચિંતવે કુમાર;
રતી વીતને કારણે, એટલુ હુવો વિકાર. ૧
રાજ પદવી ઉરેતજે, આઉ દુણોરે માર;
તેહના ફળ લેઈ કરી, રઝળું અતિ સંસાર. ૨

**ઢાળ ૫ પાંચમી.**

(સુમતી જીણે સર વંદીયે—એદેશી)

અમર કહેરે સુણો રાજવી, કલ્પે નહીંરે મુજ રાજ રે;
રાજ થકીરે દુખ પાંમીયે, રાજ કરેરે અકાજ રે. અ૦૧
આગે પીણ એહ રાજીયો, અબપીણ છો જો એહરે;
આગત સ્વાગત તે કરે, સ્વારથીયોછે તેહ રે. અ૦૨
હવે સંજંમહું આદરૂં, છોડી સકળ સંસાર હો;
જીન વચંન આરાધ શું, પામુ ભવનો પાર હો. અ૦૩
રાય લોક સહુ એમ કહે, ધન ધન એ અવતાર હો;.

તારત ધર્મછે એહનો, તજે છે એ વિસ્તાર હો. અ૦૪
પ્રસંસારેવાધી ઘણી, વાધ્યો જય જય કાર હો;
ધર્મ પાવક શીતળી, જગમે ધરમ આધાર હો. અ૦૫
અમર કુમર કરે સોચના, લાભ્યો જાતિ સમર્ણ ગ્નાન હો;
ભવ નજરે નિહાળીયા, પાંમ્યો મંન લજાન હો. અ૦૬
એહીજ વાતરે ચિતધરી, સંજમ લીનો તીહાંઇ હો;
પંચ મહાવ્રત આદર્યા, ઉલસતો મંનમાંહી હો. અ૦૭
નગર થકી તે સંચર્યા, બહીર છે શમસ્યાન હો;
તીહાં કણેરે તેહ આવીયા, કાપ્યો અગ સુકળ ધ્યાનહો. અ૦૮
ઢાળ પાંચમી એ કહી, અમર કુમર સમાસ હો;
મુની ઉમેદચંદ એમ કહે, મન અતી ઉલ્લાસ હો. અ૦૯

## દુહા.

માત તાત દુખાર દેઇ, પેઠાં મંદીર માંય;
આડઅણી ઉંડી ઘણી, જર પ્રપે પેઠે ત્યાંય. ૧
દ્રવ્ય ઘણો લઇ કરી, લીધાં વસ્ત્ર સાર;
મન ઉલાસ પણે ઘણો, જાણે વિવા ઘરબાર. ૨

## ઢાળ ૬ છઠી.

(નિંદ્રડી વેરણ હુઇ રહી-એદેશી)

એમ વાત કરંતા આવિયાં, કોઇ નાના હોરે માતુંબાળકુમારે કે;
અમર કુમારની માતને. એમ કહે હોરે એ તો વાત વિસ્તારકે;
પૂર્વ વહેર તીહાં લહે. ટેક.૧
અમર કુમારે સંજમ લીધો, એમ વાત હોરે કહી નાનેરા બાળકે;

એતો વૃત લેઈ ચાલીયો,
છાંડી દીયો હોરે અધૃવ બંધ જંજાળકે, પૂ. ૨
એવી વાત તેણે સાંભળી, તવ તેહી હોરે મંન ચીતવે એમકે;
હવે કરવુંશું આપણે,
કાંમ અનીષ્ટ હોરે આપે લાભિયો એહકે. પૂ. ૩
હવે તે દ્રવ્ય આપણો, લેઈ જાશે હોરે વળી રાયને દ્વારકે;
આપણે નરેહે પાયકો, કરો ઉદ્યમ હોરે તમ સુંદર નારકે. પૂ.૪
દ્રવ્ય રેહે ઘેર આપણે, એમ જાણીને હોરે કરો દીલના સાહીકે;
તવતે નારી સાંભળી, ઉલસીત હોરેભઈ રતી માંહીકે પૂ. ૫
ચિંતાતૂર તીહાં થઈ, તે નારી હોરે મંન ચિંતવે એમકે;
હવે અમર કુમર તણો, તેહ ઉપાય હોરે વળી કરૂં હુ કેમકે. પૂ.૬
એમ સોચંતા તેહને, સાંભરીયું હોરે પુરવ તણુ વેરકે;
તતક્ષીણ ઉઠી તીહાં થકી, જેમ રેહે હોરે ધન કરૂં એહપેરકે. પૂ. ૭
ઢાળ છઠી એ મેં કહી, મુની ઉમેદ હોરે ચંદજી કહે એમકે;
હવે તે અમર કુમારને, તેહ પાપણી હોરે વળી કરેછે કેમકે. પૂ.૮

## દુહા.

ત્યાંથી ચાલે તે પાપણી, કર લેઇને કરવાળ;
ખર ગતીયેરે ચાલતી, મુની જિહાં સુકમાલ. ૧
તિક્ષણ ધારથિ તેહને, વધીયો મુનીનો અંગ;
દેહથી કિયો વેગળો, ભક્તીમેં પાડ્યો ભંગ. ૨

## ઢાળ ૭ સાતમી.

(આ ભવ રતન ચિંતામણી સરીખો. એદેશી)

ધર્મ સુક્કળ ધ્યાન સમરતાં, સુભ ભાવ તીહાં ધરતારે;
ક્ષમા ખડગ નિજ કરમે ગ્રહી. રતી તામસ કરતારે;
જોજોરે સગપણ માતનો. ટેક; ૧

ધનધન અમર કુમાર વૃત ધારી.ગુણ આગર ગુણ ધારેરે;
કાળ ધરમ પરિપૂરણ કરીને, બારમા સ્વર્ગ મોઝારે. જો. ૨
સાગર બાવીશને આયુષ્ય સ્થાને, પાંમ્યા સુખ તે વારેરે;
મંન વંછિત સુખ તેહને લાભ્યા, સુરલોક મોઝારેરે. જો. ૩
સાગર બાવીશને આંતરે, ભોગવી બોળેરો ભોગરે,
દેવ તણું આયુષ્ય પુરૂં કરી, ચવસે કાળને જોગરે. જો. ૩
પુનોદય ભવાંતર તણારે, તેથી મહા વીદેહે વાસોરે;
નર રૂપપણું તેહજ પામી, ભોગવશે સુખ ખાંસોરે. જો. ૫
માત તાત કુળ રૂએડારે, ઉત્તમ ભવ તે સારેરે;
એહવી પુનાઈ પામશેરે. સહુને તે હેત કારેરે. જો. ૬

સુખ સાહેબી માણતારે, સુંદીર મહા સુકમાળરે;
રૂપ પુરંદર સમોરે જાણો, એહવો બાળ કુમારરે. જો. ૭
એહવાં સુખ તે ભોગવીનેરે, પામશે જીન તણો ધરમરે;
મન સુધે તેહ વૃત વહસે, ચર્મ શરીર ભવ ચરમરે. જો. ૮
થીવર મુનીવર સમીપે. સંજમ લેશે સુખ કારેરે;
વિષય સુખ કિંવાગ ફળ જાણી, તજશે વિષય વિકારોરે. જો. ૯
તપ અઠમ છઠ વિવીધ પ્રકારે, કરશે મંન ઉલ્લાસરે;
વિમળ નિર્મળ કેવળ પાંમી, લેશે શીવ પુર વાસરે. જો. ૧૦
ઢાળ સાતમી એ કહીરે, ધરીરે મંન ઉલ્લાસોરે;

મુની ઉમેદચંદજી કહે, તેહ મુનીના અમે દાસોરે;

### દુહા.

મુની વધી તે માંહણી, અતી હરખીત થાય;
દુઃખિયો મુનિવર બાળને, મલકુંતિ પંથે જાય. ૧
અતિ આનંદે ચાલતાં, સિંહણ દ્રષ્ટે જાય;
ક્ષુધા દીન તરણના, તેહને હણી ત્યાંય. ૨

### ઢાળ ૮ આઠમી.

( હમીરીયાના ગીતની—દેશી )

કુંફેરી નાંખી તીહાં કણેરે, પાપણી મુઇ તે વાર;
જુઓ ગતી એહનીરે, ત્યાંથી તે કાળ વેગે કરીરે,
પોતી તે નર્ક મોઝાર. જુ. ૧
નર્ક છઠીયે ઉપનીરે, કર્મ તણારે ફળ એહ; જુ.
સાગર બાવીસ આઉએરે, જાઈ ઉપની તેહ. જુ. ૨
મનુષ્ય ભવ રેતનનેરે, અફળ ગમાવ્યો તે નાર; જુ.
પુનરપી લાભતાં દોહીલોરે, જેમ ગમ્યા સુત્રકાર. જુ. ૩
તસ્કરે જેમ ગમાવિયારે, ખણવા ખાતર તે દુવાર; જુ.
જીનરાયે પરકાસીયોરે, ઉતરાધ્યેન મોઝાર. જુ. ૪
અેષ્ટ મંત્ર નવ કારથીરે, મુની અમર પાંમ્યા પાર; જુ.
એમ જાણી ચિત ધારજોરે, હોશે ખલકમેં આધાર
ભવીયણ સાંભળજોરે. ટેક. ૫
સુર તરૂ સમ જાણજોરે, અવર સકળ દીસે ફુંદરે;
આતમ નિર્મળ એહથીરે, સકળ કરમ તે નિકંદરે. ભ. ૬

ઢાળ ભલી એ. આઠમીરે, અમર કુમાર અધિકારરે;
નિશ દીન પ્રેમેથી વાંચનેરે, રાખજો ચિત મોઝારરે. ભ. ૭
ગુરૂ પ્રતાપે એ કહીરે, બોરસદ નગર મોઝારરે;
મુની ઉમેદચંદજી કહેરે, અષ્ટ ઢાળ ધરી પ્યારરે. ભ. ૮
સવંત ઓગણીસે પચાશમેરે, માગસર માસ ઉદારરે;
અમાવાસ્યા તે સોહામણીરે, અરક વાર સુવારરે. ભ. ૯
(ઇતી શ્રી અરક કુમારની ઢાળો સમાપ્ત.)

---

# અથ શ્રી નીખઢ કુમારની ઢાળો.

## દુહા.

તે કાળે તેણે સમે, સ્વરઠ દેશ મોઝાર;
ધારામતી નગરિ ભલી, સ્વર્ગ પૂરી અણુહાર. ૧
જોજય છિપ્પટ આયાંમ, દીઠે મંન પ્રસન;
વિખમ પણે જોયણ નવ, ભૂપ તીહાં શ્રી કૃશ્ન. ૨
ઈશાંન ખુણ તેને વિષે, પ્રબત રેવંત નાંમ;
ગગન મંડળે ઉંચો અતિ, નભ નિચે એહ ઠાંમ. ૩
શીખર ઉંચા લહેકતા, સહકાર અતિ પ્રકાર;
વૃક્ષ અનોપમ શોભીતાં, દેખે હરખ અપાર. ૪
ગુંછા વંશ નાગર લતા, અશોક વૃક્ષ પ્રધાંન;
સુંદર શોભા છે ઘણી, સુખ લિળારો થાંન. ૫
હંસ કે કઇને મયણી, કોંચક સારસ નાંમ;

ચકવા ચકવી કાબરી, કોયલ વર્ણું છે. સાંમ. ૬

ઢાળ ૧ પહેલી.

(નદી જુમુનાંને તીર—એ દેશી.)

અપશરા દેવ કિંનરીનાં, સમોહ છે અતી ઘણાં;
રૂપે અનોપમ દીપે છે, તેહ શોહાંમણાં:—
વૃંદ દેવતા તણા દીપે, તીહાં કણે સહી;
ખેચર ખેચરી જુગલ, પણે આવે ત્યાં વહી. ૧
વૃંદે વૃંદ સુર દેવ તણા, મીલીયા સહુ;
નિત પ્રતે તીહાં કરે છે, ઓછવ વિધ બહુ;
દસે દસાર બંધવ, શોભે તીહાં વળી;
શ્રી કૃશ્નજીને પાય, નમે તે લળી લળી.— ૨
ત્રીખંડ માંહી આંણય, વરતે છે તેહની;
રાજ સુભટ સહુ કાર, ન લોપે જેહની;
પ્રબળ દળ અતિ સૂર, દીસે સહુ તેહનો;
શત્રુ દળ તણો ભય; નહીં છે કેહનો— ૩
સૌમ સુંદર દીપે સાર, નર વૃંદને વિષે;
દધા નંદન જે, ગ્રહ નક્ષત્રમે દીપે;
પ્રિય કારી છે નર સુર, ને દરશન તેહનો;
પ્રબળ પ્રતાપી રૂપ, કાન્તિ જોતી તેહનો. ૪
કૃશ્નજી રાજ સભા માંહી બેસે છે જ્યાહરે;
દસે દસાર આવી, મુજરો કરે ત્યાહરે;
બળદેવજી આદિ દેઈ, પાંચસે મોટા વીરે;

તે પણ પાસે આવીને, હેતે મુજરો કરે:— ૫
ઉગ્રંસેન પ્રમુખ, સહુ પરી વારે કરી;
શોળ સહેસ રાજા આવે એમ ઉલટ ભરી;
પ્રદ્યુન આદે ઉઠ કોડી, એમ સહુ કુમરે;
તે પણ આવીને કૃષ્ણજીને, મુજરો કરે. ૬
એમ સુભટ વડ વડા, આવીરે તીહાં નમે;
વિચિત્ર પ્રકારના, કતુહળ કરીને રમે;
રૂખમણી સતભામા, જંબુવતી અતી નેહમેં;
નિશ દીન કૃષ્ણજી, હરદે વસે છે જેહને. ૭
દક્ષણાર્ધ ભરથ ક્ષેત્ર છે જેહને વિખે;
એષ્ટ ઠકરાઈ પણો, કરે વળી તે સુખે;
પૂર્વ સુકૃત તણા, ફળ એવાં જાણજો;
એમ સુણીને વાત, હરદે ભવી આણજો. ૮
ઢાળ પ્રથમ એતો, પૂરી કરી મંન ભાવતી;
પુન્ય થકીરે સર્વ વાત, બનેરે સહુ ફાવતી;
રતિ ધરીરે મુની ઉમેદચંદજી કહે;
પુન્ય વંત નર જીહાં, જાય તીહાં સુખ લહે. ૯

### દુહા.

દ્વારિકા નગરિને વિખે, રાજા બળદેવ નાંમ;
ઉપમા હિમ વંત સારખી, રાજનાં કરે કામ. ૧
રેવતિ નાંમે તસ ભારજ્યાં, વડિ સહુ રાણીમાંયે;
સૂકમાળ પણૂ ઘણૂ, રાયને મંન ભાયે. ૨

એકદા સુતાં સેજમે, દીઠૂ સિંહ સૂપન;
જાગી સુપનને ચિંતવે, પુત્ર તે હોશે રતન. ૩

નવ માસ પૂરા હૂવા, સુભ વેળા સુભ વાર;
રેવતિ રાણી તે સમે, જનમીયો કુમાર. ૪

માહા બળ રાયની પરિ, પ્રણાવિ કન્યા પચાસ;
દાન પચાસ દતિ તહાં, રહે નીતે અવાસ. ૫

વીસેએ તે જાણજો, નિષઢ નામે કુમાર;
મેહેલમાં તે ઝિલતો, ભોગવે સુખ અપાર. ૬

## ઢાળ ૨ બીજી.

(શ્રી હરજીરે આલંગે નહીં—એ દેશી)

નેમ જીણંદ સમો સર્યા, દ્વારામતિ મોઝારરે;
કાયા ધનુખ બારી દસ કહી, વર્ણવું તેહ અધિકાર,હો.ને.૧

કૃશ્નજીએ વાત સાંભળી, પામ્યા હરખ અપાર હો;
ઉછરંગ મનમે આણીને, અનૂચર તેડ્યા તે વાર હો.ને.૨

તેડી અનૂચરને કહે, ભેરી વજાડો જાય હો;
શબ્દે સહુરે આવી મળે, ચોંપ કરો તમે ભાઇ હો.ને.૩

વચન સુણી શ્રી કૃશ્નનાં, આવીયા ભેરી પાંચ હો;
ગાઢે શબ્દે વજાડતાં, પામ્યા મંન ઉલ્લાસ હો. ને. ૪

ધમધોર નાદ તે સાંભળી, સમૂદ્ર વિજે વસે ભાઇહો;
નિજનિજ સેના લેઈ કરી, આવ્યા કૃશ્નછે ત્યાંઇ હો. ને. ૫

કરજોડી સહુ રાજવી, કૃશ્ન રાયેને કહે હો;

જે વચન તમે કહો, તે શીર ચડાવી લહે હો. ને. ૬
સેવક પ્રરખનેરે કહે, હય ગય રથ સણગાર હો;
પ્રધાન સુર તેણે કરી, દીસે સહુ મનુહાર હો. ને. ૭
હરી ત્યાં થકી ચાલીયા, મંજન મંદિર માંહી હો;
વસ્ત્ર આભૂષણ પેરીને, ઉઠાણશાળા આવ્યા ત્યાંહીહો. ને. ૮
સમ કુંભીશીરે આરૂઢ, ચાલ્યા વંદણ કાજ હો;
અષ્ટ મંગળીક ચલાવીયા, જેમ કોણીક તે રાય હો. ને.૯
સુત્ર ઉવાઈથી જાણજો, કોણીકનો અધીકાર હો.
તેમ હરજીરે ચાલીયા, સાથે સહુ પરિવાર હો. ને.૧૦
દસે દસાર સારથ વાહી, રાય કુંવર પણ શોભે હો;
રૂપે પુરંદર સારીખા, દેવ સરખાં મંન ખોભે હો. ને.૧૧
સરવ રીધે તે પરવર્યા, વાજાંના અતિનાદ હો;
નગર મધ્યે થઈ નિસરે, હરખે સહુ રાયજાદ હો. ને. ૧૨
જીહાં જીનવર નેમજી, આવી સરીપતી વંદ હો;
સેવા કરે જગદીશની, મંનમે પામે આનંદ હો. ને. ૧૩
ઢાળ દુજીરે પુરી થઈ, કહે ઉમેદચંદ સાર હો;
હવે નીષઢ કુમર તણો, આગે સુણો અધિકાર હો. ને ૧૪

દુહા.

નીષઢ કુમર મહેલમાં, કરે આનંદ અપાર;
જણમીરા શ્રવણે સુણી, કિસો કારણ અનુહાર. ૧
જેમ જંમાળિયે સાંભળ્યો, વિવાઃ પનંતિયઅધિકાર;
મંડાણ કરી તે નિસર્યા, તેમ નિસર્યા કુમાર. ૨

નેમ પાસેં આવીને, સુણે કથા તે ઠાર;
સાંભળિ આંણંદ ઉપનો, મંન હરખ્યો કુમાર. ૩
સારથી ચીતની પેરે, આદરીયાં વૃત બાર;
સુત્ર રાય પ્રસેણિમધ્યે, જો જ્યોય અધીકાર. ૪
કુંમર નગરે ભણ્યુ ચાલિયો, વૃદત મહા મુનિરાય;
શિખવડા નેમ નાથના, વર્તે કાઉસગ માંય. ૫
કુવર દેખિ વરદત મુની, એમ ચિતવે ચિતમાંય,
નેમને વાંદિને કહે, અરજ સુણો પ્રભુસાર. ૬
નિષ્ટ દેખી મંન માહેરે, વાંછના મળવાનિ થાય;
નીતનીત મિલવે કરી, હરખ ઉપજે મંનમાંય. ૭
મુની પુછે નેમજી પ્રતે, પાયો રૂધિ કેમ એહ;
સુરિયાંમ પેરે પુછતાં, વાત કહો પ્રભુ તેહ. ૮

## ઢાળ ૩ ત્રીજી.

(ત્રટ જમુનાનોરે અતિ રળીયાંમણોરે. એ દેશી)

જંબુધીપે હો, ભરથ ખેતરને વિખે, રોહીડો નગર તે સાર;
સુખીયાં વસે હો, લોક સહુ ત્યાંહીનારે, દેખતા પ્રેમ અપાર.
ભવીયણ જોજો હો, સુક્રીત એહવાંરે. ટેક; ૧
માહીર ઉદ્યાને હો, મેઘનાંમે વંન હુતોરે; જક્ષમણીરેદત નામ;
મંદીર દોપેહો, મેઘ વંનને વીખેરે,લોક પુજીત રહે ત્યાંમ: ભ.૨
રોહીડા નગર હો, મહાબળ રાજીયોરે, પદ્માવતીરે તસનાર;
સુખભર સુતાંહો, રાણી નિજ સેજમાંરે,
દીઠો સુપંન સિંહસાર. ભ. ૩

મહાબળ પેરેહો, તપણ એ જાણજોરે, જન્મ ઓછવ કરે રાય;
જોબન વયે હો, કુંવર પરણાવિયોરે, આણંદ મંનમે લાય. ભ.૪
વેરંગ કુમરેહો, બત્રીશ રાજ કન્યારે, મેળાવો કીયો દીન એક;
બત્રીશ નાટીક હો, પડે રંગ મહેલમેંરે,
સુખ ભોગવે વિશેક. ભ.૫
ખટતે રતુના હો, સુખ જુદા જુદા કહારે, ભોગવતાં ગાળેકાળ;
સીધારથ આચારજ હો, ગુણે કરી દીપતારે,
સમો સર્યા સુકમાળ. ભ.૬
મેધને આરાંમેહો, સુત્રી તીહાં વીચરેરે, તપ સંજમ પાળે સાધ,
પ્રખદા વાંદવાહો, તતક્ષણ નીકળીરે. તજી સહુ પરમાદ: ભ૭.
રંગ ભુવને હો, વીચરે વેરંગજીરે, ક્રીડા કરેછેરે ત્યાંય;
વાત સુણીને હો, તેહ આચારજ તણીરે,
વેરંગ હરખીત થાય. ભ. ૮
મોટે મંડાણે હો કુમરજી ચાલીયોરે,
આવ્યો મેધવંન માય.
ધરમ સુણીને હો મંન આણંદ બયોરે,
સંજમ લેશ્યું મંનલાય. ભ. ૯
કુમર વેરંગ હો સુરી પ્રતે કહેરે, ખલક સુખછે અસાર;
માતપીતાની હો આજ્ઞા, માગીનેરે લેશ્યુંરે સંજમ ભાર. ભ.૧૦
ધરે આવીને હો માતપીતાને કહેરે, આજ્ઞા દીયો મુજ આજ;
નિગ્રંથ પંથ હો અમે પડી વરજશુંરે,
જેમ પાંમુરે સુખ સાજ: ભ. ૧૧

આજ્ઞા માગી હો સંજમ વ્રત આદર્યોરે,
આદર્યા પંચ આચાર;
સમવાયંગ સુતરહો તેહ આદે કરીરે,
ભણ્યા સુત્રસુ વિચાર. ભ. ૧૨
તપ સંજમે હો આતમાને ભાવતારે, વિચરે વેરંગ અણગાર;
વરસ બેતાંલી હો અતી આણંદસુરે,
પાળીયો સંજમ સાર. ભ. ૧૩
આયુ અંત સમે હો અણુસણ આદરીરે, માસ બેઉનો સંથાર;
આયુ ક્ષય કરી હો, ભવ ક્ષય તે કરીરે,
કીહાં ઉપના અણગાર. ભ. ૧૪
દેવલોક ચોથેહો સુરપણે ઉપનોરે, મનોરમ વેમાન મોઝાર;
પરયા પતીહો. પુરી કીધી પંચતીહારે,
સુખ ભોગવે મનોહાર. ભ. ૧૫
ઢાળ એ ત્રીજી હો કહી મંન રંગસુરે, દેવ તણો એ વિસ્તાર;
મુની ઉમેદ હો એમ કહી વીનવેરે,
આગે સુણો અધિકાર. ભ. ૧૬

દુહા.

દેવ આયુષ પૂરૂ કરી, દ્વારિકા નગરી મોઝાર;
રાણિ રાજા બળદેવની, રેવતી કુખે અવતાર. ૧
જોબન વય પાંમ્યો કુંવર, ભોગ સુખ સંસાર;
મહેલ સુંદર શોભતો, અતીસેં મનોહાર. ૨
વરદત્ત મુનીને કહી, નિષ્ઢ કુમારનિ રીધ;

પૂર્વે સંજમ પાળિયો, તેની રિધિ છે વિવિધ. ૩
નિષ્ઢ કુમર તમ સમીપેં, વૃત કરે અંગિકાર
નેમ કહે સુણો મુનિવર, લેશે સંજમ ભાર. ૪
નેમ સમીપે સાંભળી, વરદતરે અણગાર;
તપ સજશું મંન ભાવતાં, કરે આતમ આધાર. ૫
એક દીવસ શ્રી નેમજી, સહસ અઢાર પરિવાર;
જીન પદમે વિચરતાં, પુર નગર તિણે ઠાર. ૬

## ઢાળ ૪ ચોથી.

(સુતારીના બેટા વીરા વિનવુંરે લાલ. એદેશી)

જીહો નિષ્ઢ કુમર એકદાસમેરે લાલ,
આવ્યા નીજ પોષ્દશાળા માંયજો.
ડાભ સાથરો તીહાં પાથરીરે લાલ,
વ્રત પોસો કરીરે રહ્યા ત્યાંયજો.
ધર્મે શીયળ સુખ સંપદારે લાલ. ટેક; ૧
મધ્યરે રજની ગઈ તેહઠારે લાલ,
ધરે નીજ આતમે ધર્મ ધ્યાનજો;
વિચાર એવોરે મંન ઉપનોરે લાલ,
ધન વાસો પ્રભુજી તેહી ધામજો. ધ. ૨
વળી ગામરે નગરપુરપાટણેરે લાલ,
તલવર ઈશ્વર પરધાનજો;
તેડાવશેરે પ્રભુ તેહનેરે લાલ,
સુણે ઉપદેશ ધરી કાનજો. ધ. ૩

વળી જ્યારે નેમજી ફીરતા થકારે લાલ,
પૂરવાનું તે કરતા વિહારજો;
દ્વારામતિયે ફીરી આવશ્યેરે લાલ,
વાસો રહેશે નંદન વન ઠારજો. ધ. ૪
ત્યારે હુંતો ચરણ કમળ વાંદશુંરે લાલ,
ધરૂ સર્વ વૃતિ પણું સારજો;
નિષ્ઢ કુમર એમ ચીતવેરે લાલ,
એમ સુખ ભોગવે મનુંહારજો. ધ. ૫
એમ એક દીવસે શ્રી નેમજીરે લાલ,
મુની સહેસ અઢાર પરીવારજો;
નંદન વંનરે આવી ઉતર્યારે લાલ,
સહુ આવ્યાં હસે નર નારજો. ધ. ૬
નિષ્ઢ કુમરે વાત સાંભળીરે લાલ,
ઘણો મંન થયોરે ઉલાસજો;
મનોરથ ફળ્યા સહુ માહરારે લાલ,
વળી જાઉ તીહાંરે વાંદુ તાસજો. ધ. ૭
એમ ચીતવી નિજ અંતરેરે લાલ,
કરે સજાઈ સર્વ ધરી પ્યારજો.
મુની ઉમેદચંદ વિનવેરે લાલ,
હવે સુણો આગેરે અધિકારજો. ધ. ૮

દુહા.

અશ્વ રથેરે અશ્વ જોતરિ, આરૂઢ હુવા રથ માંય;

નગર મધ્યે થઈ નિસર્યા, આવ્યા પ્રભૂછે ત્યાંય. ૧
નેમ જીણંદને વાંદિને, સ્થિતો પ્રખદા મોઝાર;
ધર્મ ઉપદેશતિ સાંભળી, જાણ્યો અથિર સંસાર. ૨
પ્રખદા સહુ પાછી વળી, આવિ નગરમોઝાર;
કુમર ઘેર આવિને કહે, લેશ્યું સંજમ ભાર. ૩
માત કહે વચ્છ સાંભળો, દૂક્કર તપ આચાર;
સંજમ વૃતછે દોહિલો, મસ્તકે મેરૂ ભાર. ૪
ચાર મહા વૃત પાળવાં, લોચવા શિરના કેશ;
પાંચ સુમતી ત્રણ ગુપતી, રહિવું મેલ વેશ. ૫
ગ્રસ્તને દ્વારે જાઈને, લિજે સુઝતો આહાર;
ચારિત્ર છે વછ દોહિલો, ધરવા કઠણ આચાર. ૬

## ઢાળ ૫ પાંચમી.

( મેંદી રંગ લાગ્યોરે. એદેશી )

નીખઢ કહે સુણો માવડીરે, લેસ્યું સંજમ ભાર; જનની સાંભળોરે.
કેશો વચંન બહુ વિધથીરે, રેશ્યું નહીં નિરધારરે. જન. ૧
સુરાનર સનમૂખ થયારે, કાયર નાઠા જાયરે. જ.
અમે સંજમથી શૂરછુંરે; લેશ્યું તવ સુખ થાયરે. જ. ૨
વાર અનંતી પામીયોરે, ભોગ જોગ પરીવારરે; જ૦
અણ દીઠું મેંતો દેખીયુંરે, એવા કોઇ નહી સારરે. જ૦ ૩
ધન દોલત પરિવાર સહુરે, જાણ્યો તે મોહનો પાસરે; જ૦
અભ્ર પડલ સમ જાણીયાંરે, કરૂં નહીંરે વિસ્વાસરે. જ૦ ૪
કાંમની દામની સારીખીરે, ભોગવ્યા ભોગ વિલાસરે; જ૦

જાણ્યું તે સ્વારથની સગીરે, ત્રોડું તેહનો પાસરે. જા૦૫
જન્મ જરા મેતો જાણીયારે, ત્રીજો મરણનો જોગરે; જા૦
તેથી ડરીયો આતમારે, દેહીમાં પૂરણ રોગરે. જા૦૬
લક્ષતે જીવા જોનમાંરે, ભમીયો અનંતી વારરે;  જા૦
પૂર્વ ફળ સુકરિત તણારે, પાંમ્યો માનવ ભવસારરે. જા૦૭
અત્તાંને અંબાધ રહ્યોરે, હવે નં કરૂં વારરે; જા૦
એમ કહું અનુમત દીયોરે, સંજમ લેઉ સુખકારરે. જા૦૮
માતે જાણ્યું વાર્યો નવી રહેરે, નિશ્ચેને નિરધારરે; જા૦
તીવૃ મંન સંજમ સુંરે, ફોગટ કરૂં પોકારરે. જા૦૯
પાવસ નયણે ઉમહ્યોરે, દિન મૂખેરે વદે તામરે; જા૦
આપુ અનુંમતી તુજનેરે, તમે કરો સુખ કામરે. જા૦૧૦
એ ચરી સુણી નિખઢજીરે, આનંદ પાયો ઉલ્લાસરે; જા૦
ઢાળ પાંચમીએ આગનારે,હવે સંજમનો સમાસરે. જા૦૧૧

દુહા.

રથ અશ્વ સણગારીયા, સજ્યા સહુ પરિવાર;
સેઠ સેનાનિ શોભતા, આવ્યા ધરિ સહુ પ્યાર. ૧
મંજન વિલેપન તે કરી, વસ્ત્ર વિવિધ પરકાર;
શિરે મુગટ રાજે ભલો, શોભે નિખઢ કુમાર. ૨

ઢાળ ૬ છઠી.

(વીવાતે વીગતેરે વરણવું.—એ દેશી)

શરીર શોભા કરી કુમરજી, હવે કહું તેમોરે વિસ્તાર;
કર્ણ ધરીને તમે સાંભળો, વર્ણવું તેનો અધિકાર. ૧

જુગલ બેરખા હાથમે, મુંદરી અંગુરીમેં સાર;
ભૂજા બાજુબંધ શોભતા, સુંદર દીપે કુમાર. ૨
એકાવળીરે કનકાવળી, દિપે તેહી રત્ન જડિત;
હાર શોભેરે રત્નાવળી, જોતાં આણંદ હોવે ચિત્ત. ૩
કુંડળ મોતીનાં ઝુમણાં, તેને તિલક શોભે કપાળ;
સરલી તે તેહની નાશીકા, અધૂર પ્રવાળિકા માળ. ૪
આભુષણ બહુ પેહેરીયાં, મણી રત્ને જડીયારે સાર;
કટી કંદોરો દિપતો, જોવંતા હરખ અપાર. ૫
ગય વરને શોરે તે રાજતોરે, વળી શોભે રેવંત અશ્વાર;
રથ સહુ સણગારિયા, નર વૃંદનો નહીં પાર. ૬
સેઠ સેનારે પતિ મીત્રજી, શોભે દોતિયા ને છડીદાર;
નાંમ કહું તેનાં કેટલાં, વળી આગેં નાટિક ધૂમકાર. ૭
તાલ કુનાલ કંસાલ સૂંદરી, રબાજ વેણારે સાર;
સરંદા દુઃકડ અતિ ઘણા, નાદ વિવીધ પ્રકાર. ૮
ઢાલ દદાંમારે ગડગડે, રણસીંગાને રણતુર;
સરણાઈરે સીંધૂ રાગમે, કાયર નર હોવે શૂર. ૯
ઘુંગળ ભેરીરે વાજતી, એતો હોવે ઝાલર રણકાર;
મંગળિક બોલતા બોલડા; સજીને સહુ સણગાર. ૧૦
નગર મધ્યે થઈ પરવર્યા, સાથે આવે ઘણેરો પરિવાર;
મોટે મંડાણે ચાલતાં, આવ્યા આરાંમે ધરી પ્યાર. ૧૧
મુંની ઉમેદચંદ જિનવે, કુંમર આવ્યોરે પ્રભૂ પાસ;
છઠી ઢાળેરે ચરણે નમ્યો, તેનો આગે સુણોરે સમાસ. ૧૨

### દુહા.

નેમ સમીપે વૃત લેઈ, ભણિયા અંગ અગ્યાર;
મહા વૃત એ પાળતાં, વિચરે તેહિ અણગાર. ૧
તપ અઠમ છઠ પારણાં, કરે વિચિત્ર પ્રકાર;
સંજમ વૃત સુધ પાળતો, કરે આતમ ઉધાર. ૨
સંજમ વર્ષ નવ પાળિને, અણસણ કિધો તેવાર;
ભૂક્ત બેયાળિશ છેદિને, વૃદત્ત પૂછે તે ઠાર. ૩
મુની કહે શ્રી નેમને, કિહાં ઉપનો અણગાર;
જીનજી કહે મુંનિ પ્રતે, સુણો તેનો અધિકાર. ૪
જોતષ્યિ સહુને મેલિને, તજી દેવલોક બાર;
નવ ગ્રિવેગાને ઉપરે, પંચ વેમાંન તિહાંસાર. ૫
સ્વારથ સિધ વેમાંનમે, હુવો મરધીક દેવ;
શૂરપણે સુખ ભોગવે, વૃદત બોલ્યા તતખેવ. ૬

### ઢાળ ૭ સાતમી.

( નણદલની—એદેશી )

વ્રદત કહે સુણો નેમજી, નિષ્ઢ નામે કુમાર હો જીનવર;
કીહાં જાસે દેવ લોકથી, કહો તેનો અધિકાર હો જીનવર. ૧
નેમ કહે મુનીવર સુણો, મહાવિદે ક્ષેત્ર નાંમ હો મુ.
ઉતન નાંમે નગરે, ઉપજશે તેણ ઠાંમ હો મુ. ને. ૨
બાળપણું તેરે છાંડીને, હોશે જોબન વય તેમ હો મુ.
બત્રીશ લક્ષણે શોભતો, માત પીતાને ઘણો પ્રેમ હે. મુ. ને. ૩
થીવર મુનીવર સમીપે, સુણસે જીવ દયા ધર્મ હો મુ.

મનક ગ્રહી તે બુઝશે, ભવ છે તેનો ચર્મ હો મુ. ને. ૪
ગ્રહવાસ તેરે છાંડીને, સર્વ વરતીરે હોશે તેહ હો મુ.
પંચ મહાવૃત આદરી, પાળશે ધરી અતિ નેહ હો મુ.ને.૫
તપ તપેરે અતિ આકરા, માસખમણ અધમાસ હો મુ.
ઘણા વર્સરે સંજમ પાળીને, કર્મ કરશે વીપ નાશ હો મુ.ને.૬
એક માસની સલેખણા, કરશે શુધેરે મંન હો મુ.
સકત દુઃખનો અંત કરી, વિમળ હોશેરે તેનો તંન હો મુ. ને.૭
અષ્ટ કર્મ દળ ચૂરીને, જાશે મુગતી મોઝાર હો મુ.
અજરાંમર પદ પાંમશે, અવિનાશી સુખકાર હો મુ.ને. ૮
ઢાળ ભણી એમ સાતમી, નિખઢ કુમાર અધિકાર હો મુ.
ગુરૂ પસાયે જોડી જુગતસું, ખંભાતનગર મોઝાંર હો મુ.ને.૯
સવંત ઓગણીસેં પચીસમે, ભાદુર માસ છે સાર હો મુ.
મુની ઉમેદચંદ એમ કહે, સૂત્રમેછે અધિકાર હો મુ.ને.૧૦

( ઇતી શ્રી નીખઢ કુમારની ઢાળો સંપૂર્ણ. )

---

# અથ શ્રી મેંતારજ મુનીનું ચોઢાળીયું.

દુહા.

શ્રી જીનવર ચરણે નમું, પ્રણમી સતગુરૂ પાય;
મેંતારજ મુનિ ગુણ ગાઉ, આનંદે ચિતલાય. ૧
રાજગરી વસતાં થકાં, નિશદિન હરખ ઉલાસ;
શિવ સાધન તંન ઉમહ્યો, અલ્પ કહુંરે સમાસ. ૨

## ઢાળ ૧ પહેલી.

( નણદલની—દેશી. )

મેતારજ મુનીવરજી, તપસી મહાગુણ ધાર હો મુનીવર;
પ્રવૃજ્યા સુધીરે પાળતા, જાઉં તસ બલહાર હો મુનીવર;
એવા મુનીનેરે નિત નમું.— ટેક. ૧
છઠ અઠમ કરે અતિ ઘણા, એકાંતર નહીં માંનહો મુ.
માસ અધમાસ પારણાં, તપ કરે સુધે ધ્યાંન હો. મુ. એ. ૨
રતન મહાવૃત પંચને, ગોપવે જીવન પ્રાણ હો. મુ.
પંચ સુમતી ત્રણ ગુપતી, જીવ અજીવ કેરા જાણહો. મુ. એ. ૩
ઉગ્ર વિહારેરે વિચરંતાં, દેતા ધર્મ ઉપદેશ હો. મુ.
ભવિકનેરે પ્રતિ બોધતાં, ફરતા દેશ વિદેશ હો. મુ. એ. ૪
અનુક્રમે તે વિચરંતા, પાટણપુરરે ગામ હો. મુ.
અનુક્રમે તે ચાલતા, રાજ ગ્રહીપે આવ્યા તાંમ હો, મુ. એ. ૫
એક માસનેરે પારણે, પ્રવર્તે મુનીવર તેહ હો, મુ.
ધોંસરા પ્રમાણે નિર્ખતાં, ચાલતા ગય ગતિ ગેહહો, મુ. એ. ૬
ફીરતા ઉંચ નિચ કૂળે, ફરતા તે નગર મોઝારેહો. મુ.
ફરતા ફરતારે આવિયા, સુવર્ણકારને દ્વાર હો, મુ. એ. ૭
મુની ઉમેદચંદ એમ કહે, ધન્ય એહી મુનીરાજ હો. મુ.
નિશદીન તેનેરે સેવીયેં, તારણ સફરી ઝાંઝ હો. મુ. એ. ૮

### દુહા.

સોનિ મુનિવર પેખીને, ધન મુનિ આવ્યા આજ;
સફળ દીવસ માહેરો, સફળ ભયાં મુજ કાજ. ૧

ઢાળ ૨ બીજી.

(નગરને કોટે એક દરિયો અપાર. એદેશી.)

મુનીવર નીરખી તેહી સોનાર,
હર્ષ ધરીને ઉઠ્યો તેહીજ વાર. ભવી સાંભળો;
સપ્ત અષ્ટરે પગ સાંમોરે જાય,
મુનીને વાંદી હર્ખીત થાય. ભ. ૧
મુનીવરને એમ કહે સોનાર,
મહેર કરીજીરે આજ અણગાર. ભ.
મોદિક અહાર સુઝંતો તેહ;
વહોરો અતિ મંન લાવીરે નેહ. ભ. ૨
તેડીરે આવ્યો પોતાને ઘેર,
મોદીક વહોરાવે એહીજ પેર. ભ.
સોની તે મંદીર માંહીરે જાય,
કુરકટ આવિને જવલા ખાય. ભ. ૩
કુરકટ જવલાં ચરીને જાય,
મુનીવર જાણે તેહ મંનમાંય; ભ.
મુક્ત વહોરાવીયાં તેહી સોનાર,
લઇને ચાલિયા તેહી અણગાર. ભ. ૪
ઠેકાણે સોની આવ્યો તે વાર,
જવલાં ન દીઠાં તેહીજ ઠાર. ભ.
મુની ઉમેદચંદ કહે દુજી ઢાળ;
જવલાં કાજેરે તેને પેઠીરે ફાળ. ભ. ૫

## ઢાળ ૩ ત્રીજી.

( ગલાલરખ દીયે દેસનારે. એ દેશી )

સોનીયે મંનમાં ચીંતવ્યુરે, મુનીવરનાં કાંમ હોય;
જવલાં લીધાં છે એહનેરે, એં વિના અવરેન કોય;
પરિસો ખમછે તે અણગાર. ટેક; ૧
તવતે સોની ચાલીયોરે, મુનીવર કેરી પાસ;
ફરી આવોરે મુજ મંદીરેરે, ધરીને મંન ઉલાસ. પ. ૨
તેડી આવ્યો ઘર તેહનેરે, કરૂર બોલે બોલ;
વચંન કહુ બહુ પેરથીરે, લાવો જવલાં અમોલ. પ. ૩
એમ કહે થકી તેહ મુનીરે, ઉત્તર ન દીયો એક;
તવતે સોની ગેમારનેરે, ઉપનો અતિષય ખેખ. પ. ૪
લખીને ચરમ લઇનેરે, મેળવી નીર પ્રસંગ;
તેહ ચરમ કરમે ગ્રહીરે, અંગે વીંટી અડબંગ. પ. ૫
ધનધન તે અણગારનેરે, ચરી ન કરીરે પ્રકાશ;
એણી ક્ષપક ચિત્તમાં વસેરે, નેત્રે ન આણી કચાશ. પ. ૬
ધ્યાંન સુકળ ધર્મમેં વસેરે, આતમ નિંદેરે તેહ;
ક્ષમા ખડગ કરમાંહે ગ્રહીરે, ક્રોધ અરીહણે ગેહ. પ. ૭
ઢાળ ત્રીજીયે એમ કહેરે, પરિસો દીધો સોનાર;
મુની ઉમેદચંદજી કહેરે, આગે સુણો અધિકાર. પ. ૮

### દુહા.

સોનિયેં ચર્મસું વીંટિને, ધુપે ધરા તેનિવાર;
તાપેં સુકાણી વાધરિ, વેદનિ હુવેં અપાર. ૧

કડકડ નાદ તે હાડના, નવિ ધરે મંન રોષ;
ચિતવિત ધ્યાંને રાખતાં, દીયો નહિં તસ દોષ. ૨

ઢાળ ૪ ચોથી.

( બંધવીયા ચાલ ઈહાંથી ઉતાવળોરે. એદેશી )

મુનીરે મુની મનમાં ચીતવેરે; ધન્યધન્ય ગજ સુકમાલરે;
સોમીલરે બાંધી પાળ માંટીનીરે, ખીરા ઠવ્યા અસરાળરે. મુ. ૧
અંબડરે અબંડ સન્યાસી કેરારે, શીષ્ય સાતસેં પરીવારરે;
તૃખ્યારે તરખ્યા પરિસો ખમીરે, તર્યા ભવજળ પારરે. મુ. ૨
અર્જુનરે અર્જુન માળી એકદારે, સહ્યાં વચંન આક્રોસરે;
તેહ તપેરે તેહ તપ તપીયા આકરારે, દેતા આતમને દોષરે. મુ. ૩
આતમરે આતમ નિંદા ભાવસુરે, એમ કીયો સંથારરે;
અષ્ટરે અષ્ટ કર્મ તે ચૂરીનેરે, પોતા શીવપુર ઠારરે. મુ. ૪
તેહવેરે તેહવે સમે કઠીયારડીરે, ભારો નાંખ્યો તેહી વારરે;
કાળજરે કાળજ મરગો પાઈયોરે, નિહાર કર્યો તેણે ઠારરે. મુ. ૫
જવલાંરે જવલાં સોની પેખીનેરે, પાંમ્યો મંન માંહી ત્રાસરે;
કેમજરે કેમ છુટું એ દોષથીરે, સંજમ લેઉ મંન ખાસરે. મુ. ૬
પ્રબળરે પ્રબળ તપ કરી આકારારે, છાંડી મોહ જંજાળરે;
અંત્યેરે અંત્યે અણસણ આદરીરે, ગયા મુગતે કરી કાળરે. મુ. ૭
ઢાળરે ઢાળ ચોથીએ કહીરે, ગુરુ પસાયે જાણરે;
મુનીરે મુની ઉમેદચંદજી કહેરે, ખંભાત નગર મોઝારરે. મુ. ૮
ઉગણીસેંરે ઉગણીસેં પચીસ મેંરે, વૈસાખ માસતે સારરે;

ચંદ્રરે ચંદ્રવાર શોહામણોરે, ખટ તીથીરે ઉદારરે. મુ. ૯
(ઇતીશ્રી મેતારજ મુનીનું ચોઢાળીયું સંપુર્ણ.)

# અથ શ્રી નેમ રાજૂલના ખટ ખ્યાલ.

## ખ્યાલ ૧ પહેલો.

(નવલ સનેહી નેમજીરે. એદેશી.)

નવલ સનેહી નેમજીરે, જાદવ કુળના સણગાર; જાદવ.
રથ તોરણીયે આવીયો, રથ તોરણીયે આવિયો જીરે;
પશુડે માંડ્યો પોકાર, પશુડે. ન. ૧
પશુ મનક અવાજે સુણી જીરે, જીનજી કરેરે વિચાર, જીનજી.
સારથીને તવ એમ કહે, સારથીને તવ એમ કહે જીરે;
કીસો કારણ એ ઠાર, કીસો. ન. ૨
કરજોડી કરે વિનતી જીરે;
સારથી નામેછે શીશ, સારથી.
વીવા ગોરવને કારણે, વીવા.
જીરે પશુડા હણશે જગદીશ; પ. ન. ૩
વચન સુણી સારથી તણાંજીરે,
ચીતે નેમ કુમાર; ચીતે.
એક નારીને કારણે, એક.
જીરે પશું તણો સંહાર; પશું. ન. ૪
રથ તોરણથી વાળીને જીરે,

આવ્યા ગઢ ગીરનાર, આ૦
દયા મારગ અજવાળીયા, દયા૦
જીરે લીધો સંજમ ભાર, લી૦ ન૦૫
કરજોડી કરૂં વિનતી જીરે,
તમે મોટા દયાળ, તમે૦
ઉમેદચંદને તારજો, ઉમે૦
જીરે જાણી પોતાનો બાળ, જાણી. ન૦૬

## ખ્યાલ ૨ બીજો.

(સ્વામી મોરા મેલીને પરદેશ ચાલ્યારે—એ દેશી.)
રાજુલ રાણીએરે વાતજ જાણીરે,
રથ તોરણીયેથી વાળ્યારે;
સ્વામી મારા મેલીને ગીરનાર ચાલ્યારે. ટેક.
અમે પતીવૃતા નાર કુમારીરે,
વિણ વાંકે કેમ ટાળચારે. સા.મે. ૧
આઠેરે ભવનો નેહ વિચારીરે,
નવમે નવ મેલજો નોધારીરે; સા.મે.
શ્વામ સુરત પર જાઊં હું વારીરે,
તમે ન લીધી સાર મારીરે. સા.મે. ૨
એમ વિલપેરે રાજુલ નારીરે,
નયણે શ્રાવણ જળધારીરે. સા. મે.
બાણે બેસું તો મુને ભોજન ન ભાવેરે,
નયણે નિંદ્રાયું નાવેરે. સા. મે. ૩

મુગતી નાર છેરે કામણગારીરે,
ઠગીને ચાલી તે ઠગારીરે; સા. મે.
સઘળા સીધની છે ભુક્તારીરે,
તેને અંતર કેમ ધારીરે. સા. મે. ૪
એમ વિચારેરે રાજુલ નારીરે,
લઇને સૈયરૂં પરિવારીરે; સા. મે.
સર્વે મતી એમ ચિત્ત વિચારીરે,
ચાલી બંદણ ગીરધારીરે. સા. મે. ૫
સૈયરૂં કહે સુણો રાજુલ વાતારે,
તમે સંજમ વૃત દાતારે; સા. મે.
ઉમેદચંદ કહે રાજુલ માતારે,
આપજો મુને મુખ્ય સાતારે. સા. મે. ૬

## ખ્યાલ ૩ જો.

(વર રાગ પરજની—દેશી)

એમ વિચારી રાજુલ નારી, આવ્યાં ગઢગીરનારીરે; સયણાજી.
નેહ તોરેક આઠેજ ભવનો ધારી, ચાલ્યાં શામને પિછારી.
સાંમ પિછારી મારગ સાંમમે પીછારીરે સયણાજી.—ટેક. ૧
સૈયર ટોળી બાતી મોલી, સાતસેં ભઈ લારીરે. સૈ. ને. ચા. ૨
એમસંચરતાંતેહસયાંની, આઈ નિકટતીહાંઝારીરે. સૈ. ને. ચા. ૩
ગોમઘટાઘનઘોરગગનસે, લહ્યો પાવસ વિસ્તારીરે. સૈ. ને. ચા. ૪
ચીર કંચુકી અંગભીંગોઈ, ગઈ બીખરબન નારીરે. સૈ. ને. ચા. ૫
સાંમ તણીતે શામા એકીલી, આઇસુરંગદુવારીરે. સૈ. ને. ચા. ૬

ચીર સુકાતાં દેખે દેવરજી, તરલ નયન પસારીરે. સૈ.ને.ચા.૭
ઉમેદચંદ કહે ભાવધરીને, દેવર કાંઈ ઉચારીરે.સૈ.ને.ચા.૮

ખ્યાલ ૪ ચોથો.

(પરજની—દેશી)

(કે મારા પ્રીતમ પ્રાણના સ્નેહીરે—એ રાગ.)
હે દેવર ધ્યાંનને વારીરે,
મહીમા જોવાનો ભાવો.— ટેક.
હે દેવર સુની તવ વેણ ઉચારે,
હે ભાંમની ભય મત આણોરે. મ. હે દે. ૧
નેમ ગયા તો જાવારે દ્યોની,
હે મુને નેમ કરી જાણોરે. મ. હે દે. ૨
હે ગ્રહવાસો સામીલ હોઇનેરે ત્યાં,
હે રંગ વિલાસ ઉર ધારીરે. મ. હે દે. ૩
જુઠ કહું તો મુને સુસછે તાતની,
હે બોલું છું સત્ય હું પ્યારીરે. મ. હે દે. ૪
જાદવ નારી થઈ લાજું નિવારી,
આવિયા કેમ યે એકીલીરે. મ. હે દે. ૫
ઉમેદચંદ કહે ડગીપો દેવર,
હે વદીપો ચરી સબ ઘેલીરે. મ. હે દે. ૬

ખ્યાલ ૫ પાંચમો.

(ભયેરવીની—દેશી.)

હાંરે હો સાંમરા મેંતો તમ પરવારીરે, સાંમરા મ.

હાંરે હો દેવરા, બીખ્ય ગીરા કેમ ધારીરે.દેવરા.ટેક.

વૃદ્ધ સહોદર પતિ પીછાનો,
બોલજો બોલે થે બીચારીરે. દેવ. ૧

લોપ્યો જદુ કુલ રેખ બચનસે,
મુજં તનુંરે થેં નિહારીરે. દેવ. ૨

કાંક લક્ષણ રતિ દુરે પઠાવો,
કર વિલમ મતી સારીરે. દેવ. ૩

કુલ અંગ ધન ભોર બીચારો,
પાવકે અગને તે ડારીરે. દેવ. ૪

અપત મું થકી નાગ સયાંનો,
એમ વદે તે સાંમ નારારે. દેવ. ૫

અંકૂશ બોલસે થીર થપાયો,
પુંનરપીરે વૃત ધારીરે. દેવ. ૬

ઉમેદચંદ રંગ અંગ ઉમંગસે,
જાઉ સતીની બલહારીરે. દેવ. ૭

ખ્યાલ ૬ છઠો.

(એવંતા મુનીને વાંદીયેરે—એ દેશી.)

અંકૂશ બચન સુણી કરીરે, દેવર ચિત્ત થીર હાય;
ફરીને જોગ લીયોરે.— ટેક.
દેવર મન મારાં જીકેરે, ધન ધન તમે જુગ માંય. ફ૦૧
ઉધરીયોરે ભવ રાસથીરે, દાયક શીવપુર દાન; ફ૦
પર ઉપકારે સેહરારે, ભોજક કૂલમાં ભાંણ. ફ૦ ૨

શામા સ્વામની આગલેરે, લીધો સંજમ ભાર; ફ૦
કસીયા કરમ કઠોરનેરે, પાયો કેવલ સાર. ફ૦ ૩
નાહ સુંધીર શીવ પાંમીયારે, મનંત સુખ શીરતાજ; ફ૦
તાપ ત્રિહુતન વારિનેરે, સરવ કીયાં નિજ કાજ. ફ૦ ૪
રાજુલ મહિલા સેહરીરે, તાર્યાં દીયર અણગાર; ફ૦
તેમ મુને તમે તારજોરે, ઉમેદચંદ ધરી પ્યાર. ફ૦ ૫
( ઈતીશ્રી નેમ રાંજુલના ખટ ખ્યાલ સંપૂર્ણ.)

---

# અથ શ્રી મોરા દેવીનો ગરબો.

સુણજો સકળ ધરમ ગુણ રાગી, ત્રિવિધથીર થાપીનેરે લોલ;
ગાવાં ગુણવંતના ગુણ ગ્રાહ, થાઉ ચિત આપીનેરે લોલ.
તેથી વિલય હોશે કર્મ ક્રોડ, થાનક વિસમાં કહ્યુંરે લોલ.
એવા જીન વાયક નીરમળ, શ્રવણ ગુરૂથી લહ્યુંરે લોલ; ૧
વનીતા નગર ભલો અગસ્થાન; ભરથ દક્ષીણે સહીરે લોલ.
રાજા નાંભી ગુણે ગંભીર, સકળ કીરતી લહીરે લોલ.
તસ ઘરણી મરૂ દેવી સુનાર, સકળ ગુણે રાજતીરે લોલ;
ચૌદે સુપન લહી સુત જાયો, રીખભ લયા ગાજતીરે લોલ. ૨
વૃત ગ્રહી રીખંભ જીણેશ્વર દેવ, ભરથ પટ થાપીનેરે લોલ;
ચતુર સહઅ ક્ષત્રી કુમાર, ભણી વૃત આપીનેરે લોલ.
દિંગ મુંદ્રા દીલમાં અવધાર, સકળ પરિસા સહ્યારે લોલ;
ગંભીર ક્ષિર સમૂદ્ર સધિર, અમીર કર્મને દહ્યાંરે લોલ. ૩
એમ ચરતાં જીન પદને માંય, સકળ જીન તારણાંરે લોલ;

સીંમા સહૃશ્ર વરસ તણી એમ, વિતી સહી ધારણારે લાલ.
પુરી મતાલ નગર વંન માંય, કેવળ પદ પાઈયારે લાલ;
સેવક આવી ભરથજીની પાંસે, કહી નાણે લહ્યારે લાલ. ૪
સાંભળી ભરથ ઉમંગે અપાર, લયા સેવક તણીરે લાલ;
વિસરજે સેવક ભણી દઈ માંન, લછી દાંનથી ઘણીરે લાલ.
એમ કહી ભરથ મંજન કરીં નેહેં, વિભૂખે દેહનીરે લાલ;
જંબુધીપ પનંતી માંય, વિગત કહી ગેહનીરે લાલ. ૫
ભરથજી આવે ભલે મંડાણ, દાદીને પગે લાગણેરે લાલ;
અનૂતરે આવ્યો ચતૂર ગુણ ખાણ, માતાજીને આંગણેરે લાલ.
કરજોડી શીર નમાવે પાય, ગુણ દિલ ધારણારે લાલ;
દાદી દેખી ભરત સુત નંદ, ઉમંગી લીયે વારણાંરે લાલ. ૬
દાદી બોલે અમીરસ વાણ, ચીરંન જીવો તાહરાંરે લાલ;
મુજ સુતને તુંપટ થીર ઠાઈ, પ્રભુતા અતિ માહ્યરાંરે લાલ.
ભરથજી કહે કરજોડી સુવાક્ય, માજી પુન્ય તાહરાંરે લાલ;
સુરનર સકળ તણા શીરદાર, વિપૂલ ગુણ જાહરાંરે લાલ. ૭
માજી તારાં પુન્ય તણા શા ભાગ, છતાં કહું નેહથીરે લાલ;
માજી તારા ગુણ સાગર છે ગંભીર, તે કેમ સકુ કથીરે લાલ.
માજી તારો સદ સુવાસણ વેશ, જોબન વય સારિખોરે લાલ;
માજી તારો પૂર્વ પુન્યોદય આજ, મળ્યો તસ પારખ્યોરે લાલ. ૮
માજી તારી વંસલ તાહરી કાય, સમી અતિ શોભતીરે લાલ;
માજી તારો પ્રીયં ગુવાડી પરિવાર, અમર રતિ લોભતીરે લાલ.
માજી તારા પુન્ય તણો પરતાપ, વંસમે સર્વ સારીખારે લાલ;

માજી તમેપાંસઠ સહશ્રની પેઢીયુ, સર્વેને પારીખાંરે લાલ. ૯
માજી તારે આંગણીયે ગજરાજ; ઝુલે મદ માંનસુંરે લાલ;
માજી તારે તોરી ચોરાસી લાખ, રથ અવશાંનસુરે લાલ.
માજી તારે પાયકનો નહીં પાર, ખટ ખંડ દેશડોરે લાલ;
માજી તારે.ભરથ ભલા સુતનંદ, જોબનવંત વેશડોરે લાલ.૧૦
માજી તારો કોટ પુરવનો આય, નિરોગતા તેં લહીરે લાલ;
માજી તારે ત્રતિય કર્મનો જોર, સમયે સુણ્યો નહીરે લાલ;
માજી મુને દેજો નીત્યે સુવાક્ય, રહું સુખ વાસમારે લાલ;
માજી મારે તમ દરશણની ચાહ્ય, કરૂં એહી જાચનારે લાલ.૧૧
દાદીજીએ સાંભળી ભરથનીવાણી,આણંદભરીહીતમાંરેલાલ;
તવ તીહાં તીણ વેળાને માંહ્ય, રીખભ વસે ચિતમાંરે લાલ.
ગહીવરાયો હૈડો અકુલાય, ફરમ ચોથે ધસીરે લાલ;
રીખભજી વર્ત ગ્રહી ગ્રહ છોડ, ચિંતા ઉરમાં વર્શારે લાલ .૧૨
દાદી નાંખી નિસાસો તાંમ, વદે ભરથ ભણીરે લાલ;
તું મુજ કુળ અંજ વાળણ ભાંણ, ખટ ખંડનો ધણીરે લાલ.
પૂત્રજી તમ પુન્યને પરતાપ, રતી લહો શાંતનીરે લાલ;
પૂત્રજી ખટ ખંડનો તું જાણ,ખબર નહી તાતનીરે લાલ.૧૩
વચ્છ તારો વનિતા નગરમાં વાસ, તાત વંન વાસમાંરે લાલ;
વચ્છ તમે સ્વર્ગ સમાં સુખમાંય, તાત તનું ત્રસમાંરે લાલ;
વચ્છ તુંતો સકળ ગુણારો જાણ, તાતને કેમ વીસર્યોરે લાલ
વચ્છ તારો લોભ વિષે ચિત્તવાય, થયો તું મીસરોરે લાલ. ૧૪
મુજ સુત સકળ ગુણેરે ગુણવંત, વલ્લભ મુંજ આંખડીરે લાલ;

તસ વિરહે આંસાંણુરે કાય, તજી ત્રસ ભૂખડીરે લાલ.
ગઈ મારી નિંદ્રાયું પરદેશ, વચ્છના વિયોગર્થીરે લાલ;
વચ્છ મારાં દુખડાંનો નહીં પાર, રહું કેમ કથીરે લાલ. ૧૫
એહવાં વચન દાદીના અમોગ, ભરથ સુણી બોલીયોરે લાલ;
દાદી સુણજો માહેરો બોલ, હવે દીલ ખોલિયોરે લાલ;
માજી તારા સુતતણા અવદાત, અનંત ગુણશું ભર્યોરે લાલ;
આવ્યા પુરી મતાલ વન માંય; કેવળ ગ્નાન ધર્યોરે લાલ.૧૬
ત્રીગડા સહીત સકળ સુર રાય, મળીને રચના કરીરે લાલ;
લોક ત્રીલોકા તણી તે રિદ્ધ, સકળ ત્રીગડે ભરીરે લાલ;
માજી અમે વંદણ જાસ્યુ આજ, સજાઈ સર્વે કીરે લાલ;
માજી હવે તમ સુતના દેદાર, કરાવી ઉલટ ધરીરે લાલ.૧૭
એમ કહી ભરથ સજે ગજરાજ, તોરી રથ વેગસુંરે લાલ;
પાયક લાયક સકળ મંડાણ, રચાવે વિવેકશુંરે લાલ.
દાદી કરી મંજન ચીત્ત લાય, વિભૂખા સર્વે કરીરે લાલ;
દેવકી વત એનો અધિકાર, લજીત હોવે સુરસુરીરેલાલ.૧૮
સોહે સકળ મંડાણે ભરપૂર, દંતાની અંબાડીયરે લાલ;
બેઠાં ભરથ દાદી દોય લાર, આશીશ કહી માવડીરે લાલ.
આવ્યા વનિતા નગરની બહાર, ત્રીગઢમાં દેખીનેરે લાલ;
સુણીયો શ્રવણ દુંદભીનો નાદ,અંતરમાં ઉવેખીનેરે લાલ.૧૯
દાદીજી ભરથભણી કહે વાણ્ય, એહ વચ્છ શું હોવેરે લાલ.
સોહેછે નવરંગ ઝાકઝમાળ, સકળ જન એ જોવેરે લાલ
બોલે ભરથેસર નરનાથ, વચન સુણી માતનાંરે લાલ;

માયજી સુરકૃત એ પુરસાર,સો પુન્ય તુંમ જાતનારેલાલ.૨૦
દાદી સાંભળી ભરથનીવાણ,સંવેગ ચિત્ત આવીઓરે લાલ;
એટલાદીવસ જાણતી મનમાંય,વચ્છતો દુઃખમાં રહ્યોરે લાલ.
એવડાં સુખ સંપતની માંય, જનુની કેમ સાંભરેરે લાલ;
ચોથો કરમ કુવો હવે દુર, અનિત ભાવના ધરેરે લાલ.૨૧
પામ્યા પંચમ કેવળ નાંણ, કરમ વિલયે થયાંરે લાલ;
સુણજો આ ચોવીશીની આદ, માજી મુગતે ગયાંરે લાલ.
એહવાં ગુણવંતાં મા જાણી, ઉમંગ દીલ લાયસાંરે લાલ;
તેહભણી સુણજો સકળનરનાર,માના ગુણ ગાયસાંરેલાલ.૨૨
સવંત ખંડ ભૂમી વર સાર, મુની ગુણ વાસમાંરે લાલ;
ગુરૂ મુજ કનક રંજીત પસાય, સરાવણ માસમાંરે લાલ.
ઉમર કોટમેં રહી ચોમાસે, સકળ સંઘ મન રાખીરે લાલ;
સંઘ શીરોમણી સંગત આજ ઉમેદચંદને મળીરે લાલ. ૨૩
( ઇતી શ્રી મોરાદેવીનો ગરબો સંપૂર્ણ. )

---

## અથ શ્રી નેમનાથની ગરબી.

સમુંદ્ર વિજે કુળ ચંદલો રંગ ભીનારે,
કાંઈ સવાદેવી અંગજાત નેમ નગીનારે;
સારંગપતી ચિત્ત ચિંતવી,રં૦ કાંઈ નેમ લગનનીવાત.ને.૧
હય ગય રથ સમાજને, રં૦ કાંઈ પાયક સજે મહારાજ,ને.
સકળમંડાણ વિલોકીને રં૦ કાંઈ અમરો પામે લાજ.ને. ૨
શીવાદેવીનો નાનડો રં૦ કાંઈ અંગ મંજન કરે ત્યાંય, ને.

દેવે દંતી પીતાંબરી રં૦ કાંઈ પહેરે અંગ ઉમાય. ને. ૩
કનકમણી જડી ભાતસું રં૦કાંઈ ચિન્હ વિચિત્ર સોહાય,ને.
જરકસી કસકસી પહેરીયો રં૦ કાંઈ વાધે વિત્ત સોહાય.ને.૪
માથે મુગટ શેહરો રં૦ કાંઈ કલંગી ઉમંગી તારે, ને.
કુંડળ કરણે ઢળકતાં રં૦કાંઇ કાંઈ શશીયર ને દીનકાર.ને.૫
બાંહ્ય બાજુબંધ બેરખા રં૦ કાંઈ ગળે એકાવળ હાર,ને.
કનકાવળી રત્નાવળી રં૦ કાંઈ મુગતાવળ ઝણકાર. ને. ૬
અષ્ટાદશ સરે રાજતો રં૦ કાંઈ ત્રીસર ચોસર ધાર, ને.
કટી મેખળા ખળકારસું રં૦કાંઈ કર મૂન્દ્રડી શણગાર.ને.૭
ભાળે તિલક શોહાવિયો રં૦ કાંઈ ખંભે ખાંતીલો ખેશ, ને.
નવલ સનેહી મોહનો રં૦ કાંઈ ધરિયો સાબરો વેશ. ને. ૮
સુવર્ણ છડી કરમાં ધરી રં૦કાંઈ પાંનહીં ચરણે શોહાય,ને.
સાથે સાથીડા ભલા રં૦ કાંઈ રથે દ્રઢાસણ થાય. ને. ૯
ઉંઠ કોડી કુમરા ભલા રં૦ કાંઈ જાદવ છપન કરોડ, ને.
ઉગ્રસેનને બારણે રં૦ કાંઈ આવે હોડા હોડ. ને. ૧૦
તોરણ આવ્યા નેમજી રં૦ કાંઈ પશુ કરે પોકાર, ને.
રથ ધારકને પ્રીછવે રં૦ કાંઈ લગ્ને કીસો હોકાર. ને. ૧૧
રથ ધારક કહે સાહેબા રં૦ કાંઈ રાજુલ લગ્નછે આજ,ને.
ગોરવ દેશે જાનને રં૦ કાંઈ વધ કરી મહારાજ. ને. ૧૨
સમે સહી રથ વાળીયા રં૦ કાંઈ લીધાં વરસી દાન, ને.
સહસ્ર સંગે સંજમલઈ રં૦કાંઈ ગીરમાં ધરીઓ ધ્યાન.ને.૧૩
ચોપન વાસરે સીમથી રં૦ કાંઈ પામ્યા કેવળ નાંણ, ને.

વાલમનો વિર્હે સુણી રં૦ કાંઈ રાજુ થઇછે જાણ. ને.૧૪
સકળ સાહેલી લારશું રં૦ કાંઈ સાંમ વંદણને જાય, ને.
ઘન વરસે અંગ ભીંજીયાં રં૦ કાંઈ ગુફાને માંય. ને. ૧૫
ચીર સુકાતાં દેખીયાં રં૦ કાંઈ દેવરચિત ચળ થાય, ને.
બોધ કરી તેહ સુંદરી રં૦ કાંઈ ગયા મુગત ગઢ માંય.ને.૧૬
નેમ ગયા શીવવાસમાં રં૦ કાંઈ તારી રાજુલ નાર, ને.
મુની ઉમેદચંદ વિનવે રં૦ કાંઈ બાંહ્ય ધરી ઉગાર.ને.૧૭
ઓગણીસે સાડત્રીસમાં રં૦ કાંઈ શ્રાવણ સુકલધાર, ને.
દશમીને રવીવારસું રં૦ કાંઈ ઉમર કોટ મોઝાર. ને. ૧૮

## શીયળનું સ્તવન.

શીયળ સરોવર ઝીલીયે, શીયળથી નમે અમરપતી ઇંદ્ર;
શીયળે સહુ કાર્ય ફળે, શીયળેથી મટેરે ભવોભવ ફંદ. શી.૧
શીયળે કઈ નર ઉધર્યા, શીયળેથી સંકટ સર્વે જાય;
નેમ રાજેમતી જાણજો,તેના હું નીત નીત પ્રણમું પાય.શી.૨
ચંદન બાળા આદ્દીકરી, દમયંતી ધ્રુપતી શોળશા જાણ;
સીતા કુંતા તેણે ઉધરી,શીયળ સેવો સહી સુખનીખાણ.શી.૩
કુશીળે નર દુઃખીયા ઘણા, છાંડી કુટંબ સઘળો પરિવાર;
અબ્રહ્મ તણાં ફળ સાંભળો,ઉપજે જાઈ તે નર્ક દુવાર.શી.૪
શીયળ સુર તરૂ જાણીયે, ભાંખ્યું હો એમ તે તિર્થ નાથ;
પ્રશ્ન વ્યાકરણે ચોથે દ્વારે,જીન કહે તે નર માહેરી સાથ.શી.૫
શીયળ સ્તવંન આછો રચ્યો, શીયળેથી પામીયે ભવનોરેપાર;
ઉમેદચંદ એમ વીનવે, શીયળ સેવા સહી નરનેરે નાર.શી.૬

## શ્રી નોકાર સ્તવન.

નાંમ જપોરે પંચપદ નાંમી,. તેથી હોવેરે શીવપુરરેગાંમી;
એ શું આતમાનિરમળથાવે, એતો નિશ્ચેરે શીવરમણીયેંજાવે. ૧
નીત નીત જપો ગુણ માળા, જેથી જક્ષરાક્ષસ ટળેવિકરાળા;
એહી મંત્ર જપે કર્મ ખપાવે, એતો. ૨
દાકીણી સાકીણ નહિ આવે, એતો વેરીરે દુશમન દુર જાવે;
જારો નાંમ લીયે સુખ થાવે, એતો. ૩
વૃખભ દોયે સંમલ કંમલ, જાને ઉજા ભવાંરી લીંની સબલ;
નૌકારેં અમરાપુર પાવે, એતોં. ૪
શીવ કુમર સમસ્યાંનમે; એતો જતારે આપ શરીર કાંમે;
જોગી તીહાં જાપ જપાવે, એતો. ૫
શીવ કુમર તવ ત્યાંહી, નવકાર ગણિયો મંન માંહી;
એ મંત્રે સોવન પુરૂષો પાવે, એતો. ૬
ફણીધર ઘડ માંહી નાંખે, એતો સાસુ રમણીને દાખે;
એ મંત્રે કુશમ માળ બનાવે, એતો. ૭
નાગ નાગણી કાષ્ટમે ભરીયાં, એતો નૌકાર મંત્રવડે તરીયાં;
ધરણીંદ્ર પદ્માવતી પદ પાવે, એતો. ૮
એમ જાણીને દીલ ધરીયે, તિકર્ણ શુધ્યે સમર્ણ કરીયે;
મુની ઉમેદચંદજી ગુણ ગાવે, એતો. ૯

## જીનજીનું સ્તવન.

અર્જસુણો એક મોરી જીનંદા, મહેર કરોરે જેમ હોવેઆનંદા;
સબ મીટે જ્યુ ભવ ફંદા, જીનવર. અ૦ ૧

એક ભક્ત જુગતે તુંહીરે જપંદા, કર્મ અરીરે સબ હોવેંનિકંદા;
ઉસહુ રદે તું વિચરંદા, જીનવર. અ૦ ૨
ચરન તોરેરે જીન આયનમંદા, નર અમરપતી કેરા હોઇંદા;
સંકષ્ટ સકળ નિકંદા, જીનવર. અ૦ ૩
તમ ચરણ મેરા હંસા ચાવંદા, ભવભ્રમના કેરાં દુઃખ જાવંદા;
તમ મોરે દીલમે ભાવંદા, જીનવર. અ૦ ૪
એણીપેરે તમ ગુણ ગાવંદા, સેવક ઉમેદચંદ કહંદા;
સુખમેં યુંહી પાવંદા, જીનવર, અ૦ ૫

## નાભીજીરા નંદનરો સ્તવંન.

(રંગભીનો કેશરિયો નેમ—એ દેશી)

ભવિયા રહીયેં નાભીરે નંદ, તેહ નામે પરા ભવ ફંદ;
જારી મરુદેવારે જાણો માતા, જીન આદિજીનંદ જગતાતા.૧
ઉણને જુગલા ધરમ નિવારી, જેણે નર મુંનીરે વૃંદ તારી;
એતો આદી સકળ કરમહરતા, કોઈ ભવીનીહારો ધ્યાનધરતા.૨
હાંરે એતો શીવપુરીયાં કોરે મોતી, તીહાં લગરહી જોતમજોતી;
એતો અભય અમરપદ પાયા, એવા અદિ તિર્થનાથ રાયા.૩
હાંરે હું તો નીતનીત ગુણ તમ ગાઉ, એમ ભક્તિતોરીરે નાથચાહું;
ઉમેદચંદજી શીશ નમાવે, એતો ભાવે ભવીક ગુણ ગાવે.૪

## શ્રી નેમનાથજીનુ સ્તવન.

(બાજે બાજેરે તેરે બંગલેમેં ઘુઘરી—એ દેશી.)

આવે આનંદકારી આવેરે, શ્રી સ્વાંમ ગુણ આગર; ટેક.
જાદવ છપન કોટી જાનૈયા, ગાંધ્રંવ કેઈ ગ્નાંન ગાવેરે. શ્રી.૧

તોરન આયે નેમજીનેશ્વર, પશુ ભનક સુનાવેરે. શ્રી. ૨
મયંગળ ફેરી જીનવર વળીયા, કરૂના જીનમન લાવેરે.શ્રી. ૩
રાજુલવારી નવભવ નારી, બિહાઈ નાહ શોહાવેરે. શ્રી. ૪
દાન સમંછરીદેઈ જીનેસર, સંજમ નિજ મન ભાવેરે.શ્રી. ૫
દર્શન કરન ચલન તેહી નારી,સાહેલી લેઈ સંગ આવેરે.શ્રી.૬
ગેલે સંચરતે વૃષ્ટી વરસંતે, કંચુકી સાડી ભીજાવેરે. શ્રી. ૭
દેખી ગુફામાંહો પ્રવેશ કીનો, રહે નેમી નજર દેખાવેરે.શ્રી૮
નયને પેખી દેવર ડગીયો, સતી શીખરે દીલાવેરે. શ્રી. ૯
પુનરપી સંજમ વૃતલીનો, તીનું મુગતમે શીધાવેરે.શ્રી. ૧૦
રાજુલનારી પર ઉપકારી, ઉમેદચંદ ગુન ગાવેરે. શ્રી. ૧૧

## પાર્શ્વજીનનો ખ્યાલ.

માયારે મુને પાર્શ્વ તણીલાગી,માયારે મુને પાર્શ્વતણીલાગી. ટેક
સેવકનેરે સુનજરેરે નિરખો,જેમ ભ્રાંત મીથા ભાગી.મા. ૧
પ્રીત તમારી મોયે પ્યારીલાગે,હુંતો થયો તમ ગુણરાગી.મા. ૨
ધ્યાંન તમારો નિતનિત ધાઊ,હારેતજી ઊંઘ આળસ આગ્રી.મા.૩
ચર્ણ તમારાં પ્રભુજી ચાહુ,હારે મેંતો અવરદેવ ત્યાગી.મા.૪
શીવ નગરમે વાસ તોહારો,હારેતમે ભવરે ભરમનાભાંગી.મા.૫
મુની ઉમેદચંદે તુમગુણ ગાયા,હારેપૂર્ણપ્રીત તમસેલાગી.મા.૬

## વિરજીનો ખ્યાલ.

વીર મોયે લાગે આનંદકારી,
વીર મોયે લાગે આનંદકારી. ટેક.
ચિંતામણી સ્વાંમી તમ શરીરકી,

હાંરે છબી શોહે અતિ ભારી. વી. ૧

અરૂણ સમાંન ઉદ્યોતહે તનકો,

હાંરે તેજી કરન ફેરે સારી. વી. ૨

ચરન કરન મુખ કમલકી,

હાંરે પેખે છબી ન્યારી ન્યારી. વી. ૩

ભવી હું રંગ કેરા વૃદ સબકુ,

તમ ગીરા લાગે અતિ પ્યારી. વી. ૪

સમોસરણ વિષે આપ બીરાજે,

મુખ દેખી હરખે નર નારી. વી. ૫

મુની ઉમેદચંદ કહે જીનેસર,

તોયે મુખ પર હું જાઉ વારી. વી. ૬

## નેમ સ્તવન.

(રાગ ભેરવીની--દેશી.)

સખી મોહે સાંમસલુનેકી પ્રીતીયાં અતી,

પ્રેમ ભરીરે પ્રીતીયાં અતી. ટેક.

જદુકુલરાય તોરનકુ આયે,

પશુ ભંનક શ્રવનેરે ધરી. પ્રી. ૧

દયા સાગર શ્રી નેમજીનેસર,

ફેરી ગયંવર કુરનારે કરી. પ્રી. ૨

સામનીકોરે સંગ તેહ તજકે,

દેવે દાંન તે સંવછરી. પ્રી. ૩

જદુ પતીરાયે સંજમ ગ્રહાય,

દહે સહુ કર્મ જોરે અરી. પ્રી. ૪
બાત પ્રાત પ્રીતમરૂ સુની,
સૈયાંની નિજ સંગનેહ ભરી. પ્રી. ૫
પંથ સંચરે અતી વૃષ્ટી ભઈ,
કંચુકી સારી એનારે ઝરી. પ્રી. ૬
દેખી ગુફાને ગુંજ સ્થાંન ગયે,
દેવર કેરે સતી દ્રષ્ટે પરી. પ્રી. ૭
ડગતાં સાર્ખાયે ઉપદેશ કીહા.
વૃત ફસેરે કયું જાઉ ફરી. પ્રી. ૮
પુનરપી જપી વૃતી ભાયો,
તબ કુર્મતી દુર ટરી. પ્રી. ૯
સતી કુમારી વૃતી મતિ ધારી.
વેગે શીવ રમનામે ડરી. પ્રી. ૧૦
ઉમેદચંદ કિહે જો અરદાશી,
લીયો ઉગારી મુજ બાંહ્ય ધરી. પ્રી. ૧૧

**નેમ સ્તવન.**

(રાગ પરજની--દેશી)

સામળીયાજી એક અરંજ હમારી,
જીનવરજીરે એક અરજ હમારી;
સાંભળજોરે જદુરાયેરે, ટેક.
તોરન આયે નિજ શ્રવને સુનાઈ,
પશુવાં મધુરી વાણરે;

સારથીને તવ એમ સુનાવે,
કેસા કારણ એહી ઠાણરે. સા. ૧
કર કમલ જુગલ કરીને,
ઉચરે સરલેરે વેણરે;
નિશ અંતરે ગોરવ પ્રજોજં,
વધશે પશુવારો સેનરે. સા. ૨
મયંગલ ચલવ લીયે ફેરાયો,
મહેર નિજયે દિલ લાયેરે;
નિજાનંદ ધન સંજમ લીનો,
બરસીતે દાંન દેવાયેરે. સા. ૩
ચરી શ્રવણે સુણી નાથ વિહુણી,
જીયરો ભયોરે ઉદાશરે;
વંદન ચલી લેઈ સંગ સાહેલી,
ઉમિલ્યો ધનવંન વાસરે. સા. ૪
ગીરિ ગુધર સ્થાંને સુરંગ નિહારી,
સઘળાં ચીર ઉતારીરે;
દિયરે પેખી નયન ઘેરી,
કુમતી વાહી તેહી વારીરે. સા. ૫
નયણે નીરખીને વયણ ઉચ્ચારે,
વિપાક વયણ ઉદારરે;
સતી મુખે ઉપદેશ સુનાવે,
રતન કરેથી મતિ ડારરે. સા. ૬

વિષય ભાવિરે કુલ લાજ ગુમાવી,
અંકુશ વાયક શોહાવેરે;
રહેનેમી ગયંવર થીર ઠાવે,
વિષયથી મનરે સહાવે. સા. ૭
તપ સંજમે નિજ દેહ સુધારી,
તોરી કરમની જાલરે;
ઉમેદચંદ કહે આપ ઉપકારી,
આપજો સુખ પરનાલરે. સા. ૮

## અથ શ્રી પ્રભાતી.

દેહરે સાંમીલ મોરી વિનતી, સુનો મારા આતમરાંમ;
અમરારેપુર વાશી જે હુવારે, ધરો ચિત્ત એહનું નામ. દે. ૧
નાંમેરે અપવૃગ સંપજે, વસુ કૃમ પુરરે પુલાય;
સરમી ગતીરે વાસતે લીયેરે, દુર ગતિ દૂર ખળાય. દે. ૨
ગતી ચતૂર સંગ ટોકીયો, નિઃશ્ચળ વાસ ન પાયો;
સુરનર મંદીર તું વશ્યોરે, તો પિણ કાળરે ગ્રહાયો. દે. ૩
વરણ વિસરે જિન ચિત્તમે, જે નિત નિત ધાવે;
ભુવન તશ્કરરે નિવારીયારે, અમરાપુરરે સહાવે. દે. ૪
શીવરે મંદીર વાસી તે હુવા, મેટ્યા ભવો ભવ ફંદ;
કરરે જુગલે સ્તવના કરીરે, નમે ઉમેદચંદ. દે. ૫



# જીવ, દેહીના સવાદના ખીસા.

## ( દેહી જીવને કહેછે. )

દેહી કરેરે પ્રણામ, સુનો આતમ રામ;
તજી પલકમે સાંમ, એડા નાંહીં સુહાવે. ૧
હાંરે ભવ અનંતકી પ્રીત, તેંતો રાખી નહી રીત;
ઉડી ચાલ્યાં નચિંત, ઓર ઠોર સહાયો. ૨
મુને દેવાયો જોગ, નહીં છુટનકા લોગ;
દીયો અગનસેં ભોગ, ખાખ નાંમ કહાયો. ૩
કઉ રાનનકે માંહી, દેહ પારી તે ત્યાંઈ;
મેર નાણી મંનમાંહી, કોઉ જાંન ગ્રહાયો. ૪
તેરે ભિતરમે કાત, કીયો વિસ્વાસ ઘાત;
ગયો ફીર નહીં આત, એસો ભ્રંમ ભમાયો. ૫
તેરે કરમન કો જોર, ત્યાંહી છોરૂં નહી ઠોર;
જેસે ધનરસી મોર, એસી મોય પીછાનો. ૬
ગયે કરમનકા પૂર, તબ ભયે તમ શૂર;
તબ જાવે અમ દૂર, તેતો શીવ કહાયો.
પીછે મેરા નહીં જોર, તેરા અમરાપુર ઠોર;
ગયે જોગનસે ભોર, અમર નાંમ રહાયો. ૮
કહે ઉમેદચંદ, એસા કાયાકા ફંદ;
એતો આતમકા બંધ, તજી શીવ સહાયો. ૯

( જીવ કાયાને કહેછે. )

હંસ કેતા ઉમાંય, સુનો બાવરી કાય;
તેરા કહેના નહી થાય. ફના કાંઈ પોકારો. ૧
જેસા નરકુનકા ઘાટ, તેરા એસાહે ઠાઠ;
એતો દુખનકી વાટ, મોસેં નાંહી સુહારો. ૨
ભરે રોગન ભરપૂર, શત્રુ કરે ચક ચૂર;
મોસું કરતીહે દૂર, મોરી નાંહી કહાવો. ૩
વિકટ નસનકી જાલ, જાંકી પીછે હે કાલ;
એસો બન્યો હે તાલ, એમાં કોન ડેરાયો. ૪
યામે રતી નહીં સુખ, દેવે અહોનિશ દુઃખ;
સદા કહેતી હયે ભૂખ, ત્રપત નાંહી રહાયો. ૫
એસી જાની અનિત, તજી ભ્રમનકી ભીત;
હવે સુખનમેં મીત, જોતન માંહી મીલાયો. ૬
કાયા થઈરે નિરાશ, તજી માં કીએ આશ;
ઉમેદચંદ કે ઉલાસ, આતમરાંમ સખાયો. ૭

ગુરૂ વિષે ખીસા લખ્યા છે.

ગુરૂ ગ્નાંનમેં ગરકાબ, કરે સાધન કો જાપ;
રહે ધ્યાંનું મેં આપ, લગન ખુબ લગાવે. ૧
જોગે રહેતા હે ખ્યાલ, ચલે ગજનકી ચાલ;
કરે જંતન પાલ, બાલ બ્રહ્મ શોહાવે. ૨
ગ્નાંન ભિતરમેં સાર, જો તન કેરી ઓંકાર;
ત્રોડે મિથ્યા પોકાર, તપે લીન રહેછે. ૩

ભીમ મુની ભરપૂર, રહે ભક્તિમેં શૂર;
સંત બડા ધેધૂર, સંજમ બાગ રમેંછે. ૪
ત્રોડે મોહનકા બંધ, કહે ઉમેદ ચંદ;
તુંમ ચરણુંકા બૂંદ, મેરે ચિત્ત રમેછે. ૫

### અથ રીખવ દેવના ખીસા.

ધુર જીન મૂખ ચંદ, મહા સુખ કેરો કંદ;
નાંમે મેટે ભવ ફંદ, માત તાત હમારા. ટેક; ૧
જાંકી મરૂ દેવા માત, તાંકાં નાભી નંદન તાત;
વાંકી જગત વિખ્યાત,— મા. ૨
દહ્યા ચતૂર વિધ ક્રોધ, રાગ દ્વેશ મહા જોધ;
વાશૂ પાયા નહીં ખોભ,— મા. ૩
તારણ ભવ દધી ઝાંઝ, કરે ભવી કેરાં કાજ;
સુખ આપે શીર તાજ,— મા. ૪
ટારી ભવનકી ભર્મ, ટારે અષ્ટ વિધ કર્મ;
ઠાઉ એકહી સર્મ,— મા. ૫
જીન શીવપુરી વાસ, મેટી ચોરાશી ફાંસ;
મેરી સુનો અરદાસ,— મા. ૬
પાંમર જીવનકુ તારે, તારક આપ કીરતાર;
નાંમે પાઊં ભવ પાર,— મા. ૭
લક્ષ ચોરાશી માંય, વાર અનંતી ભમ્યો ત્યાંય;
ગરજ સરી નહીં કાંય,— મા. ૮
પાયો માનવકો દેહ, પાયો આરજ ધરમ તેહ;

કરી આતમ કુ એહ,— મા. ૯
મહા દેવનકો દેવ, જોગ ત્રણે કર સેવ,
દાયક શીવ નિત મેવ,— મા. ૧૦
સેવે સુર મુની ઈંદ, કહે ઉમેદચંદ;
આપ સુખ કેરો કંદ,— મા. ૧૧
સવંત ખંડ વર સસી, સાલ વસુયુગ મસી;
કાતી વદેકાદસી,— મા. ૧૨

## અથ લાવણી.

તુંમ સુનો સકલ નર નાર, શીક્ષા ખાસી; શીક્ષા ખાસી.
એક જપો જુગતકા નાથ, મુગતકા બાસી,— ટેક.
એક બહી રાતમકી બાત, સુગમ દરસાઈ, સુગમ દરસાઈ.
એક માત તાત સૂત ભ્રાત, દેખી મુરછાઈ;
એક કમલા પેખી બાલ, નયન તરસાઈ. નય.
ઉસ સાંમલકી બાત, વિખય વરસાઈ;
તેરા અંતર ગતમે ચેત, દુખનકી ફાંસી; દુખ.— એક. ૧
તમે રચી કુંચનકી કોટ, મમત મત વારી, મ.
એક કુડ કપટ છલ ભેદ, લગત તોય પ્યારી;
તુંને કીયા નહીં જો મદ ભંગ, ત્રસના નહી ટારી, ત્ર.
તેરા પુર્વ કરમકા જોર, લગત નહી કારી;
એમ ચતુર ગતીકા સંગ, ગયા ચોરાસી; ગયા, એ. ૨
એક જનુની જનમ પ્રમાન, તે નદ કીના; તે.
એક ખલક સુખનકા રંગ, પતંગ શું ભીના;

એક શીવ સાધનકા સંત, વદત એક ચિના. વ.
તુંને અભુલ બાંનકા ધાંન, લગત હે તીના;
તમ ઉહી નરનકે હાથ, પરે કહાં જાસી; પરે, એ. ૩
એમ બહીરાતમ નીવાર, અવણે ધારી. અવ.
ગુરૂ તરણ તારણ ભવ પાજ, પરમ ઉપકારી;
મે કહુ જુગલ કર જોર, બાંહ્ય ગ્રહો મારી. બાં.
મેરાં જનમ મરણ ભવ ફંદ, સબી વિધ ટારી;
એમ ઉમેદચંદ રસ રંગ, કહત ઉલાસી; કહ, એ. ૪

---

# અથ બાર માસ.

## ગરબી.

( મારારે સ્વાંમી બોલો ને વાલા—એ દેશી.)

કારતકે કરરે જુગલ જોડી, નિજ આતમરો માંન મોડી;
હુંતો ગાઉરે આલસને છોડી, જપોરે જીનરાજ તમે ભાઈ.
રાખોરે થીર મન વચન કાઈ.— જ. ૧
માગસરે માંન તજો ભારી, અવણે ધરજો ભનક સારી;
દિસાણું ભદ્રની જાઊં વારી.— જ. ૨
પોસેરે પરમ આનંદ લાયા, અમર હઠાયા તે હરાયા;
વૃત લેઈ અપવૃગ પાયા.— જ. ૩
માહેરે માનવ ભવ પાઈ, સંબલ સંગ ન કીયો કાંઈ;
અષ્ટ ચતુર જોનનમાં જાઈ.— જ. ૪
ફાગણ ફંદ સકળ મેલી, ખટકાય તણા હોજો બેલી;

દુર ગતીને દીધો દુર ઠેલી.— જ. ૫

ચૈતરે ચિંતા અંતર ચૂરી, ચિત મુનીરામા તજી દુરી;
અંભુનીદાંને આનંદ પુરી. જ. ૬

વૈસાકે વાંમા નંદન પ્યારા, નિશદિન ધ્યાંન ધરો બારા;
ત્રિવિધ તાપ મેટાવો મારા. જ. ૭

જેઠેરે જાયું સકળ જાઈ, મારા આલોચ્યો અંતર માંઈ;
વિમાસણ કરે વિસ્મયં થાઈ. જ. ૮

અસાઢે આશ કરીને બેઠો, મોહકલ મંદીરે પેઠો;
પરમ ગુરૂથી હોઈ ગયો છેટો.— જ. ૯

શ્રાવણે સાંતી જીણંદ રટીયે, ચતૂર ગતીરા રટણ કટીયેં;
દેહ ધારણ ભવ મટીયે.— જ. ૧૦

ભાદરવે ભરરે જોબન મચીયો, અંર્ધાગનાના વિષેમાં પચિયે
જનમ મરણથી નહીં બચીયો.— જ. ૧૧

આસોહીં ભઈ આનંદ એલી, અંતરાતમ મેલ પરો ઠેલી;
જ્ઞાંન સલીલની ભરો હેલી.— જ. ૧૨

દ્વાદસ માસ પૂરણ થાવે, માસ ગાયનથી આનંદ પાવે;
ઉમેદ વાર ધરીને ગાવે.— જ. ૧૩

## ચંદનાસતીની સઝાય.

આજ કાલે અઠમ તપ છેરે મારી,: ટેક;
દાસીપણેરે દુખ દેખતી હુતીરે;
મસ્તક વેણે ઉતારીરે . . આ. ૧
ચર્ણ કરમાં બેડી દસકજારે,

પુરીછે ઓરડી અંધારીરે. આ. ૨
ઓથેરે દીને શેઠ ઘર આવ્યોરે,
કાઢીછે ઓરડીથી બારીરે. આ. ૩
અડદના બાકુળા સુપડાંને ખુણેરે,
બેઠીછે ઉમરીયા મોઝારંરે. આ. ૪
તેર બોલાંરો કીયો અભિગરોરે,
વીર જીણંદ ગુણ ધારંરે. આ. ૫
બાર બોલ ત્યાં નયણે નીરખીરે,
પાછા વળ્યા તેણી વારીરે. આ. ૬
ચંદન બાળા મંનમે ઝુરતીરે,
નયણે આંસુડાંની ધારીરે. આ. ૭
નયણે નીરખી વીરજી આવ્યારે,
પારણો કીયો મંન ધારંરે. આ. ૮
પંચ બોલ તીહાં તતક્ષીણ હુવારે,
પ્રગટી દ્રવ્ય કેરી ધારંરે. આ. ૯
ચરણે નેઉર કર કંકણ રાજેરે,
મસ્તક વેણ ઉદારંરે. આ. ૧૦
એટી અનુક્રમાઈ સંજમ લીધારે,
પોતાંછે મુગતી મોઝારંરે. આ. ૧૧
ઉમેદચંદજી યું ગુણ ગાવેરે,
આજો મુજને ઉધારીરે. આ. ૧૨

## ઉપદેશી સઝાય.

(હો વાંસલડી વેરણ થઈ લાગીરે વૃજની નારને એદેશી)

હો નર ઘેલારે, આતમને સમજાવોરે, સાંભળી દેશના.
હો નર ભોળારે, બહીરાતમથી મુકો સઘળી લેશના. ટેક;
અરૂણોદય ઉદય થાવે છે, ત્યારે ઉઠી ધનને ધ્યાવે છે;
તુતો છળ કરી જન સમજાવે છે.— નર.
મદ મછર ચિત્ત રાખોછો, તમે વીખ અમૃત કરી ચાખોછો,
તમે પૂર્વ કૃત નીજ ઢાંકોછો.— નર. ૨
ભોગ આંમીખ લાગે પ્યારો, તુંતો ધર્મ મારગથી બહુ ન્યારો,
તારો કયાં હોશે નિસ્તારો.— નર. ૩
પરત્રીયાશું રંગ રાચ્યો, તમે ઇહેં જગતનો સુખ જાચ્યો;
તુંતો મીથ્યાત મતમેં માચ્યો.— નર. ૪
મોહ મદીરારો પ્યાલો પીયો, તુંને કુમતી કદ ગ્રહ જોર કીયો,
તતો દુરગતકો પંથ કર લીયો.— નર. ૫
સત ગુરૂજી કહે સાંનનમે, તમે ચિતધરી સુણજો કાનનમે,
તમે જેમ પહોંચો શીવ તાનનમે.— નર. ૬
માત તાત સુત કામની, વળી જરે તેહીં ધન દાંમની,
એતો દુરગત કેરી સાંમની.— નર. ૭
બહીરાતમ એહીજ જાણો, એતો દીર્ઘ કર્મ કેરો તાણો,
તમે અંતરાતમ ચિત્ત આણો.— નર. ૮
ચિદાનંદ રંગ પાળીને, એતો પંચ તસ્કર મદ ગાળીને,
વળી અષ્ટાદસ ચિત ટાળીને.— નર. ૯

ચતૂર બોલ ચિત્ત રાખીને, તમે શીવ અમૃત ફળ ચાખીને,
મુની ઉમેદચંદ કહે ભાંખીને.— નર. ૧૦
સવંત ખંડ બીમી સારો, વળી સાલવ સુ નયન પ્યારો,
પોસ્રી પાંચમને રવીવારો.— નર. ૧૧

**મોહન બેંન.**

(બજાઈ ગ્રહતજી બન આઈ બન આઈ. એદેશી.)
મેરી એક અરદાશી, એહી સુનજો શીવ વાસી શીવ વાસી;ટેક;
નિજાતમ અમરાપુર પોંચાઇ, અનંત સુખ ઘન લહેર જ્યાં ઠાઈ
કદીએ નવી લેજાઈ, માનું તમે શ્રમ કીયા તાંઈ, કીયોતાંઈ.મે.૧
અષ્ટ પટ બંધ નીકંદન ટારી, નિકટ ભવો ભયે ભ્રમ નિવારી;
તજી ચિંત મોહ વીકારી, ચિત્ત રમે શીવનારી, શીવનારી–મે.૨
સકળ કૃતબ્ય સુધ નીપાઈ, ફસિંત અભેદી મેહેલાંમાં જાઈ;
પામર જીવ બીહાઈ, અમ કર કુન સાઈ કુન સાઈ–મે. ૩
નિશદીન ધાઉ ધ્યાન ઉલાસી, તબ મેરી મટે ભવ ભ્રમ ફાંસી;
ઉમેદચંદ ગુન રાસી, સુન મેરે દીલવાસી દીલવાસી–મે. ૪

# ઉપદેશી ખ્યાલ.

**કાફી..**

(સજન તેરી બાગમે જાતી, શીતાફળ તોડકે લાતી. એદેશી)
અવસર પલ પલ જાવે, જરાસંઘ વીનતી કહાવે;
ટળી તેરી સુધ બુધ લેરી, કુમતીએ લીયો તુને ઘેરી.અ.૧

મતી તેરી કર્મમે લાગી, દુર્ગતી તાનમે માગી;
ધર્મ બાત માનમાં મેલી, કોણ હોશે તાહારો બેલી. અ.૨
માનપતી સુર તે કહાવે, શીતા હરી રાવણો લાવે;
હનુમંતે તસ મદ ગાળ્યો, શીતા લેઈ લંકગઢ બાળ્યો. અ. ૩
પદ્મોતર દ્રોપદીમાં લીનો, લાજ તજી માનમાં ભીનો;
બસુદેવ નંદજી જાઈ, લેઈ નારી શંખ બજાઈ. અ. ૪
મહીપતી સુરપતી વારી, તેહી ભમ્યા ભ્રમણમે ભારી;
મંદમતી મેલ તું ન્યારો, હોવે જેમ ગતનો આરો. આ. ૫
સતગુરૂ સાનમે કહાવે, જગપતી નાથ જે ધ્યાવે;
પરમાનંદ પદ તે પાવે, ઉમેદચંદ એમ ગુન ગાવે. અ. ૬

## ઉપદેશી ખ્યાલ.

(ઊંચા તે રાણાજીના ઓરડારે—એ દેશી)

જીવ વટાઉ સાઉરીરે, ભમ્યો ભમ્યો કાંઇ ચોગતી માંહારે;
સુખાતમ મેરા સંજમ બાગ રમે, ટેક;
જનમ જરા ને મરણે પડીયોરે,સુખ ન પામ્યો રજ ત્યાંહિરે;સુ.૧
મોહ શૂરને ઈષ્ટ વિયોગરે, કર કસ તાપ દુખદાઈ રે. સુ.
અસંજમ તે વાય વાયરો રે, સોસાણી તેણી સુખ કાયરે.સુ. ૨
ગ્નાન તે સંપદાની લક્ષમી રે, પાપો એ સુખ પોંડ સારરે.સુ.
તે સંગ લે વારી વાંછના રે, શીવ મંદીર તેણે ઠાર રે. સુ. ૩
જીવતો જૈનસાસન સાગરૂ રે, કુરણા જલરે ગંભીર રે. સુ.
ઉપસમ કલ્લોલ દીપતો રે, સુપંથ કેરી પાલ ધીર રે. સુ. ૪
દયા રક્ષક ગુણ આગરૂ રે, જાણજો મોટા ગુરૂરાયે રે; સુ.

દસવીધ ધર્મ બારે ભાવના રે, દ્વાદસ તપ ચીત લાયે રે. સુ.૫
પંચ દમે ને પંચ આદરે રે, પંચ તજે તે નીરધાર રે. સુ.
સંજમ બાગ એહી જાણજો રે, સેવંતાં પામે ભવ પાર રે.સુ.૬
શાંત કીજે તીહાં આતમા રે, સુંદર વન કેરી છાંય રે; સુ૦
થાક અસંજમનો ટાળીએ રે, શીવમંદીરે સુખે જાય રે. સુ. ૭
આતમરામ એહી બાગની રે, સેવના કીજે તે ઉલાસ રે. સુ.
ઉમેદચંદ કેરી વીનતી રે, દેજો દેજો મોખ્ખ શીવપુર વાસરે.સુ.૮

## શ્રી અધ્યાત્મિક ખ્યાલ.

(કર્મે રાધાજી મુસલમાનારે—એ દેશી)

દીલે રાધારી સુમત રાની રે, સુમત રાનીને મેરે મન માની રે. દીલ. ટેક;

ભવ ભ્રમનમે કુમત રાનીરે,શીવે સવાઈ સુમત રાની રે.દી.૧
કાલ અનંત પ્રીત પુર ધાની રે, છિન છિન લુકાવે કુમત દાની રે; દી.

ગુની ગુનકી વાચ સાચ પહીચાની રે, જીન દીન સુમત દાય આય ઠાનીરે. દી. ૨
ઉન્મત વિલગત કાલ વિલસાંનીરે, તિનસંગ શીવગત રાસ વિરલાનીરે; દી.

થલ જલને જ્વાલ વાય માઝ માનીરે, બી-તી-ચો-સર. કાય રૂલવાનીરે દી. ૩
જગ જનકે ચિત્ત મીત હોય ચહાંનીરે, કુગત કુમત નાર મુલતાનીરે દી.

કુમતકે વાસ પાસ રાસ જાંનીરે, ચૈતન અકુલાના અમર માંનીરે. દી. ૪

સત મત વૃત રાજ પાજ ગોર ત્રાંનીરે, ઉનને મીલાઈ સુમત સ્યાંનીરે; દી.

તંન મંન દિલલાલ સાય ગુન આંનીરે, સુમત હજુર હંસ પટરાનીરે. દી. ૫

કુમત દુઃખદેન દુર ઉર ઠાંનીરે, સુમત સનમાન ભયે નાર વાનીરે દી.

આતમ આનંદરાંમ એક તાંનીરે, સુનલે ઉમેદવાર ઉર આંનીરે. દી. ૬

## અથ કાયા વિષે ગજલ.

( ગઈ એક બયેક હવા પલટ એદેશી. )

એહી દમપે દમ શોખી સારહે, સોહી દમ પિછા વરનારહે,
ગુરૂ ગમ ગનાગરગારહે, સોહી ગુઢ ગહવર વારહે. ટેક;
તનું તનસેં આમીલા રહે, પુર શુક્ર શોણીત અહાર નેહે;
તિસ અંતસે તંનકા બંધારરે, અશ્ત મીંજ રસી તસ જારહે. એ. ૧
તનું તનકા એહીજ મુલરે, સપ્ત ધાતસેં બંધા સ્થુલરે;
પંચમાસમેં ગોસર લારરે, ઉઠ કોટી રૌમી સમારરે. એ. ૨
અંડ માસકી સીમાવાં રહા, મયા તનસેં તેરા છેહ ભયા;
દીન દીનસેં બાતે બઢા રહા, મદ માન મગુરસે ચઢા રહા. એ. ૩
રંગ જુવંતી રંગસે રચા રહા, જગ જનસે જંગ જચા રહા;
ધર્મ મર્મ મૂઢપે બજા રહા, આપુ અદપતે એમ દઝારહા. એ. ૪

ચૌ ચોકમેં ચાંચર ચા રહા, પરિબ્રહ્મ કો ભીંતર નાં લહા;
છિંન છિંન શાંયાંસેં સમારરે, ઉર ધરતું ઉમેદવારરે. એ. ૫

---

# અથ વિષય મદ વિષે.

ગજલ.

મદનકે દ્રીગમે જગ જીયારો, હરાઇ રહ્યોરે; મદ. ટેક.

જીયરો હરાઈ મિત હો શહાઇરે,
મધવ શૂર નરસેં સરાઇ રહ્યોરે. મદ. ૧
વિષય વિખ્યાતા મદન મદ માતારે,
અચળ વાસ તીનસેં તરાઈ રહ્યોરે. મદ. ૨
મદન નિવારી સમ્રવૃત ધારીરે,
શીવાશ્રમ મતીનસેં વરાઈ રહ્યોરે. મદ. ૩
સત્ય વરગતે વરતેતી કેરોરે,
ઉમેદચંદ ચરન ગ્રહાઈ રહ્યોરે. મદ. ૪

---

# શ્રી ભરથેસરનો ગરબો.

(બાલુડો જોગી નાવા બેઠોરે ભરથરી. એ દેશી)

ચરણ કરણધર સુમત સુહંકર,
જુગાદી જીન નંદન જાણોરે ભરથજી;
એસી ત્રીલાખ પૂર્વ ગ્રહે થીરતા,
એટલો પર બંધન પ્રમાણોરે ભરથજી. ૧

ભાગવત વાંછાં સુધાક્ષા ઠાણીને,
તેહ ચરી સુણો નાર્ણારે. ભરથજી.
જંબુધીપ પ્રત્ત પતીમાં સાંનીએ,
ત્યાંથી આવૃત મર્તા આણીરે. ભરથજી. ૨
એકદી મંજના લય તન સજીને,
અરીસા ભુવનમેં જાયરે. ભરથજી.
મુદીત ઉરે તનુંને વિલોકતાં,
કલ્પ વૃક્ષ ઉપમાયરે ભરથજી. ૩
તેવે સમે અંગૂલીથી મુદ્રડીકા,
ગીરતાં ભુધર દીલ દરસાણોરે. ભરથજી.
સકળ વિભુખા તજી નિજ અંગથી,
આરિસા અયે તન પરસાણોરે. ભરથજી. ૪
કુરૂપ જોઈ પુદગલથી ઉસરીને,
નિજ ચિદાનંદ ઘર આપોરે. ભરથજી.
રતના ત્રય શુધ્ય પદમાંની વરતી,
અનુભવ ગીરિપર ઠહીરાપોરે. ભરથજી. ૫
સુકળ ધ્યાન પાગર ત્રતિયમેં,
ધ્યાતાં પંચમ નાણ ધર્યારે. ભરથજી.
પુરવ લક્ષ પદ થીર થઈને,
અંતે અમરાપુર જઈ વશ્યારે. ભરથજી. ૬
કનક રંજીત ગુરૂ ચરણ નીવાસી,
ઉમેદચંદ ગુણ ગાવેરે. ભરથજી.

સુણજો ભવીયણ વિકથા વિસારીને,
ગાજો ભરથ ગુણ ભાવેરે. ભરથજી. ૨

# અથ શ્રી રાજેમતીની કાફી.

(મારો જીવડો રયો લલચાઈ રે, તમુ વિન્યાની
જોગણ થઈ—એ દેશી).

એમ વીનવે રાજુલ નારીરે, પુરવ પરણી દીલ આધાર;
મેં ધરણી દાસ તું મારીરે, પલવચરણી કરૂં બીચાર. ટેક.
સીવાદેવીનંદ સાંમસુરંગી, મિલને દિલ ઉમંગી;
ગુંના મુજે મુખમું દરસાજો, વળી મુજ મંદીરીયે આજોરે. પુ. ૧
જોગ સમે ગારી કુજગલનમે, રાજુલ નઆઇ તોરેદીલમે;
લલના અપની પલ ન બીસારે, શામી રૂદયે તું ન બીચારેરે. પુ. ૨
આપ સવારથ આપ કમાઈ, પરમારથી તમે નાંઈ;
વીસાસ દે પતનિકુ બીસારે, તસ લાભ નહિ ભવપારેરે. પુ. ૩
ભાગ સને તપ જોગમે લિનો, મેં કેમ રહું ઘર દીનો;
અભંગ પ્રીતભંગે લહું ગારી, એમવિશ્મીઆ ઉતમલારીરે. પુ. ૪
એ સમી મહીળા જગતમેં નાંહીં, તિનકુ સુતરમેં ગાઈ;
ઉમેદવાર અરજ્યુ અવધારી, માત લેજો મોય ઉગારીરે. પુ. ૫

## અથ બીજી કાફી.

આ જુલમ ન કજે, કન બહાંનસે
સજન આપ સમા લખજે;
સજન આપ, સમા લખજે,
દોલ દોજકે વિજનજો ભેરખજેરે. જુ. ૧
પીયા જન મુજન, પુન્ય લભતસેં,
માકુ કુંદા દિલ માંન તજેરે. જુ. ૨

માડુઓનો ભવ, તાકુ કુરો હત,
વિપો ખુલે મુઠ, બીન લજેરે. જુ. ૩
હેઉ જહાંનજા ગુરગડ જુનાકે,
દોઠી માંની ભલે ભાવ દજેરે. જુ. ૪
માડુ સખનજો, માડુ ઘટિનમેં,
મિટે મિટે દીલમેં રખજેરે. જુ. ૫
ભવ રસન સંત, બેડી લખન ચિંત,
ઉનપેર ગ્રહ વે વેકજેરે. જુ. ૬
હથ સંઘટડો નખ, સંઘટભટ,
ઉમેદચંદ ઉન, નીત ભજેરે. જુ. ૭

---

# આશ્રયપત્ર.

## ભાવનગર.

૧૦ ભાવનગર શ્રી જૈનધર્મ સુબોધ પ્રસારકસભા.
૫ શા. ગંભીર ભગવાંન બદાણી.
૨ શા. ગીરધર વીરજી.
૧ બદાણી હરીચંદ વીરજી.
૧ શા. હરીચંદ ખીમજી.
૧ શા. છગનલાલ લવજી.
૧ શા. મનોર ખીમજી.
૧ શા. જાદવજી કલ્યાણજી.
૧ શા. માણેકચંદ ઝવેર.
૧ શા. પીતાંબર કકલ.
૧ શા. દામોદર બકોર.
૧ શા. ગીરધર કુબેરદાસ.
૧ શા. સામજી પુરષોતમ.
૧ શા. કુબેર ગોબર.
૧ શા. પોપટ ઉજમશી.
૧ ભયાણી મોતીલાલ અજરામર.
૧ ભયાણી પરભુદાસ કરશનજી.
૧ શા. બેચર ગાંડા.
૧ શા. રણછોડ વીરજી પારેખ.
૧ શા. વીઠલ હરખજી.
૧ મોદી જગા માવજી.
૧ શા. મગન ઝવેર.
૧ શા. ગાંડા મેઘજી.
૧ ભાયાણી ગોરધન સલકા.
૧ ગાંધી ત્રીભોવન ઘેલા.
૧ શા. નથુ મુળજી.
૧ ભાયાણી ગોરધન ઝવેર.
૧ શેઠ. રૂપા વધા
૧ શા. પ્રાગજી દીપચંદ.

૧ ગુલાબચંદજી શંભુલાલ વૈદ્યરાજ.
૧ કોઠારી વનમાળી કરશનજી.
૧ ગાંધી કુબેરદાસ ; પુરૂષોતમદાસ.
૧ મહેતા બકોર દયાળજી.
૧ પારેખ્ખ પરભુદાસ વિ૦ મુળજી.
૧ મહેતા છોટમલાલ ગીરાભાઈ.
૧ શા. હરજીવન કાળીદાસ.
૧ શા. છગન પુંજા.
૧ મહેતા ગોપાળજી રતનજી.
૧ મહેતા પાનાચંદ મ્હેનજી.
૧ ભાવસાર નેમજી કુવરજી શોમાણી.

પાલણપુર.

૧૫ રા. રા. મે. પીતાંબરભાઈ, હાથીચંદ.

જેતપોર.

૨ રા. રા. મુળચંદ વશરામ.
૧ રા. દુર્લભજી વિ૦ મુગચંદ પારેખ્ખ.
૧ રા. હીરાચંદ વિ૦ ઝીણા.
૧ રા. કેશવજી વિ૦ શામળજી.
૧ રા. કશળચંદ વિ૦ કેશવજી.
૧ રા. વશનજી વિ૦ ભાઇચંદ.

૧ રા. જગજીવન કમળશી દેશાઈ.
૧ રા. મણીશંકર વિ૦ અવચળ.
૧ રા. પ્રભાશંકર વિ૦ જેતશી.
૧ રા. મયાચંદ વિ૦ ભાણજી દેશાઈ.
૧ રા. અભેચંદ વિ૦ ભાઇચંદ.
૧ રા. ડોસા હેમચંદ.
૧ રા. ગાંધી ત્રીભોવન શીરાજ.
૧ રા. ચત્રભુજ લક્ષ્મીચંદ.
૧ રા. અભેચંદ પંચાણ કોઠારી.
૧ રા. જીવા લાધા સાપરીયા.
૧ રા. ઝવેરચંદ જુઠા દેશાઈ.
૧ રા. બેચર હેમતરામ કામદાર.
૧ રા. વનમાળી આણંદજી દેશાઈ.

બોરસદ.

૧ રા. ભાવસાર નાથાલાલ કહાંનદાસ.
૧ ,, ત્રીભોવન દાજીભાઈ.
૧ ,, પ્રાણજીવન માધવ.
૧ ,, નારણ આશારામ.
૧ ,, બાલુ મોરાર.
૧ ,, મુળજી લક્ષ્મીદાસ.

૧ શા. પુરૂષોતમ વૃજલાલ.
૧ શા. ગુલાબચંદ તલકચંદ.
૧ શા. દામોદર ઘેલાભાઈ.
૧ શા. વેણીદાસ વરતાજી.
૧ શા. ભાઈલાલ ગુલાબચંદ.
૧ શા. રણછોડ ઝવેરદાસ.
૧ શા. દીપચંદ જયચંદ.
૧ શા. તારાચંદ મોતીચંદ.
૧ શા. મગનલાલ પીતાંબરદાસ.
૧ શા. છોટાલાલ કીલાભાઈ.
૧ શા. વૃજલાલ માનચંદ.
૧ શા. અમીચંદ છગનલાલ.
૧ શા. માણેકચંદ પાનાચંદ.
૧ શા. માણેકલાલ કીલાભાઈ.
૧ શા. હીરાચંદ ખુશાલદાસ.
૧ શા. લક્ષ્મીચંદ પ્રેમચંદ.

વઢવાણ શીટી.

૧ રા. વોરા, ધનજી લાલચંદ થાનકખાતે.

વાવેરા.

૧ રા. ગીરજાશંકર ત્રીભોવન ઓઝા.

૧ રા. વીઠલ જીવન દોશી.
૧ રા. દુલેચંદ ભગવાનદાસ દેશાઈ.

મેદરડા.

૧ રા. રા. પુરૂષોતમ હેમચંદ મહાવાણી.
૧ ,, દામા તેજશી મહાવાણી.
૧ ,, ખેચર વચ્છરાજ મહાવાણી.
૧ ,, વનમાળી હેમચંદ ફોજદાર.
૧ ,, કાળીદાસ જેઠા બદાણી.
૧ ,, ત્રીભોવન વિ૦ મોતીચંદ દોશી.
૧ ,, ઓધવજી જીવન.
૧ ,, રતનજી નથુ હીરાણી.

વઢવાણકાંપ.

૧ મીસ્ત્રી છગનલાલ પુરૂષોતમ કોંટ્રાકટર.

ખાખી જાળીયાં.

૧ રા. રા. કેવળચંદ કેશવજી.

વાંકાનેર.

૨ રા. શેઠ કીરચંદ મનજી.
૧ રા. શેઠ ભાઈચંદ મનજી.

ધ્રાફા.

૧ રા. નેમચંદ દેવચંદ મહેતા.

વડીયા:

૧ રા. રા. કાળચંદ દેવકરણ સ્ટેટ. ન્યા.
૧ ,, ઠાકરશીત્રિ. પુરષોતમ પો. કો,
૧ ,, પ્રાણજીવન અંદરજી સ્ટેટ. કા.
૧ ,, કાનજી નથુભાઈ માસ્તર
૧ ,, તારાચંદ કરશનજી કામદાર
૧ ,, પ્રેમચંદ કરશનજી તે. કા.

રામપર.

૧ રા. માં. હેમચંદ દેવચંદ દામાણી

ખાખરીયા (સ્ટેશન.)

૫ રા. રા. શા. માણેકલાલ દયાળજી
ખાખરીયા શીતલર ભાવનગર વાળા

સુલતાનપર.

૪ રા. રા. વલભશી ટોકર

મુંબઈ.

૧ રા. રા. ડા. દયાળજી રવજી
૧ શેઠ હોરમતજી ખરસેદજી માકીદલાલ
૧ રા. શા. કાળીદાસ ત્રિ. કરમચંદ
૧ ,, કરમચંદ માધવજી
૧ ,, દેવચંદ ફુલચંદ

બજુડ.

૧ પટેલ ગોવિંદ હાકા

ધરમપુર.

૨ નેકનામદાર કુમારશ્રી બળદેવજી
૧ રા. જીવનરામ ભગુભાઈ

ઉમરાલા.

૨ મહાજન સમસ્ત હા. ઠા. કપુર તથા ઠા. જેચંદ
૧ ભાવસાર ઝવેર કલ્યાણજી

વાડાસડા.

૧ રા. મોતીલાલ માહેશ્વર સ્કુલ માસ્તર

ક્વેટા. બલુચિસ્તાન.

૧ શા. કેશવજી લહેરાભાઈ ગ. ટ્રે. ઑ. ના ટ્રેઝરર

દેપલા.

૧ રા. મૂળચંદ માલા દ. ગુ. નિ. મહેતાજી

માડલ.

૧ રા. રા. સૈયદ સાહેબ રાજનઅલી દાદામીઆં

લાઠી.

૧ રા. હરીચંદ કરશન
૧ રા. લક્ષ્મીચંદ રાજપાળ

૧ રા. પાનાચંદ નારણ
૧ રા. માણેકચંદ માધવજી

ઉપલેટ.

૧ શેઠ માલજી ગોપાળજી
૧ શેઠ જગજીવન ત્રીભોવન
૧ શેઠ ખુશાલ ચંદ કાનજી
૧ શા કાળીદાસ ગોરધન

મહેમદાવાદ.

૧ મહેમદાવાદ નેટિવ જનરલ લાયબ્રેરી
૧ રા. મોતીલાલ ચુનીલાલ મામલતદાર

લાકડીયું

૧ દોસી પ્રેમચંદ શામચંદરોવન્યુ કલાર્ક
૧ શેઠ કસ્તુરચંદ હીરાચંદ
૧ ત્ર.કુશળચંદ પાનાચંદ
૧ શા એતશી મેઘાણી

શીહોર.

૧ રા. રામજી હીરજી મેતા

પડધરી.

૧ પટેલ હેમરજી ત્રીકમજી તથા ખત્રી
પરસોતમ હીરજી થાનકખાતે

દહુગામ.

૧ રા. રા. હાથી સાકળચંદ તલાટી આ. મા.
૧ ,, સાંકળચંદ નથુદાસ શાહ
૧ ,, આશાભાઈ ન્યાલચંદ શાહ
૧ ,, મહાસુખ હરગોવિંદ શાહ

મોરબી.

૫શ્રી મોરબી જૈનશાળાખાતે હા. મેતા
માધવજી ચાંપશી તથા ત્રીભોવન મોણશી
૧ રા. વનેચંદ રાજપાળ દેશાઈ
રા. ન્યાલચંદ શામચંદ મેતા
૧ રા. મુળચંદ મોનજી ફ. ક. મા.
૧ રા. અમરચંદ ઝવેરચંદ સર. ન્યા.
૧ રા. દુર્લભજી વર્ધમાન શેઠ.

ગઢડું.

૧ રા. રા. પ્રેમજી મોનજી શાહ
૧ ,, ગોસાળીઆ ગોકલ કમા
૧ ,, મંગળજી અમરચંદ

ધોરાજી

૧ રા રા. જગજીવન વિ. વછરાજ કામદાર
૧ ,, પોપટ વિ. વનમાળી કામદાર

૧ ,, મોતીચંદ નંદલાલ કામદાર
૧ ,, કચરા દેવચંદ મા.
૧ ,, ભવાન આણંદજી શાહ
૧ ,, લખુભાઈ, ભાઈચંદ પો. ડી. પો. ઓ. ઇ.

પાનેલી.

૧ રા. રા. બેચર ધનજી માં.

વાંસદા.

૧ રા. રા. મંચ્છારાંમ હરગોવિંદ દેશાઈ

કુંભણ.

૧ રા. રા. રૂગનાંથ ધનજી શાહ
૧ ,, અમીચંદ દેવચંદ શાહ

લાલપોર.

૧ રા. રા. ખત્રી રાઘવજી વિ. વીરજી આશરા. મુ. કો. શી.
૧ ,, પુરસોતમ વિ. કલ્યાણજી મુ. કો. કા.
૧ ,, ભાણજી સુંદરજી મા.
૧ ,, શામચંદ હીરાચંદ વકીલ

પાળીયાદ.

૧ રા. રા. જગજીવન નાનચંદ
૧ ,, રાયચંદભાઈ

વડાળ.

૧ રા. કપુરચંદ ઝીણાદોશી

પીપરડી.

૧ રા. કરશનજી નાનજી શાહ

વંડા.

૧ રા. મગન ખુશાલ મેતા

ગાધકડા.

૧ રા. આણંદજી અમરશી મહેતા

માડવી.

૪ રા. રા. મેઘજી દેવચંદ મહેતા

આટકોટ.

૨ રા. રા. મોહન વિ. રતનશી મ. આ.

બરવાળું. હી. હે. કા.

શા. કાળીદાસ વજેચંદ.

—❦—